# માલાદેવી અને બીજાં નાટકો



Opp: Edward Cinema, Bombay-2

બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયા

લગભગ બે વર્ષ ઉપર મ્હારાં એકાંકી નાટકોનો પ્રથમ સંગ્રહ 'મત્સ્યગંધા અને બીજાં નાટકો' પ્રકટ થયો હતો. ગુજરાતે એનો સારો સત્કાર કર્યો હતો એની સાભાર નોંધ લઉં છું.

અશક્ય આદર્શો, રક્ષા, માલાદેવી–ખાસ કરી આ ત્રણ નાટકોમાં કોઇ કોઈ અગત્યના પ્રશ્નોનો નિર્દેશ થયો છે. જુની જીવનભાવનાઓ આજે આપણા જીવનમાં જીરવી શકાય કે કેમ, કે માત્ર કવિતા અને સાહિત્યમાં જ એ વખાણુ-વાયોગ્ય છે એ 'અશક્ય આદર્શો' નો મુદ્દો છે. એનો બુદ્ધિ-પ્રધાન નાયક પ્રતાપસિંહ એ જીવનભાવનાઓને—એ આદર્શોને અશક્ય ગણે છે. એની રીતે એ જુએ છે. એનો મિત્ર, પ્રતાપસિંહના બુધ્ધિવાદ કરતાં વિજયાના લાગણી-વાદને વધારે પવિત્ર ગણે છે અને કદાચ વધારે સફળ હોય એવી શંકા કરે છે. એ એની દૃષ્ટિએ જુએ છે. ગુજરાત કઇ રીતે જુએ તે જોવાનું છે.

કૃપાલ અમુક રીતે Psychological play છે. માણસના ચિત્ત પર અને તે દ્વારા ત્હેના ચારિત્ર્ય અને જીવન પર ન્હાની મ્હોટી વસ્તુઓ કેં કેં અસર કરે છે. બીચારી જયશ્રી ખરું કહે છેઃ "એટલે તો એમ કે આપણે એક શબ્દ બોલીએ તેટલામાં પણ સામા માણસમાં સારાંનરસાં અનેક બીજ રોપી દઈએ છીએ...દુનિયામાં આમતો કેટલાંને દુઃખી કરીશું." માણસનું ચિત્ત બળવાન પણ છે ને ચપળ પણ છે, એ ચપળતા એના ઉત્કર્ષ ને વિનાશનું કારણ છે. એને લીધે જ માણસ બલવાન છતાં નિર્બળ છે કોઇ અજાણ્યા વટેમાર્ગુના અણસારે–કોઈ પડોશીના બોલ માત્રે પાપથી પુણ્યમાં ને પુણ્યથી પાપમાં તે અટવાય છે. એમ જ પાપના અનુભવી નારાયણના ન્હાના અમથા સૂચન માત્રે નવીનચંદ્ર પાપનો સાક્ષાત્કાર કરે છે. રમાકાન્ત કહે છે તેમ માણસના સારાંનરસાં કામોના ખરા ચાલક તો કોણ જાણે કોણ હોય છે. બીચારો પામર માણસ !

"રક્ષા"નું વસ્તુ નવીન નથી; એક રીતે આકર્ષક પણ નથી. એક સત્વશાળી સુન્દર સ્ત્રી બીનવખત કરમાતી હોય એ ચિત્ર આકર્ષક નથી. એ નાટકમાં કૈં નવીન પણ નથી; સમાજ જે જાણે છે, કોઇવાર આડી આંખે

જુએ પણ છે અને છતાં જ્યોક જેની સામે જોવાની ત્હેનામાં હિમ્મત નથી એ દૃશ્યની એ વાત છે. અનાદિ કાળથી રાજા અને સમાજ પ્રજા પર સત્તા ચલાવે છે. અગાઉ એના બદલામા બેઉ પ્રજાનાં દુઃખ સાંભળતાં ને નિવારતાં. આજે રાજા અને સમાજ સત્તા ચલાવે છે ખરાં પણ એના દુઃખ સામે એક જોતું નથી ને બીજું આંખ મિચામણાં કરે છે. આવી વસ્તુસ્થિતિમાં સમાજની આમન્યા કેવી લુલી થઇ જાય છે એ આ નાટકની ઘટના છે.

સતીની નાયિકા એક સુથારની સ્ત્રી છે. નીચ પુરુષના સ્વાર્થની બાજીની એ એક સોગઠી છે. ખુશાલ એનું સ્ત્રીત્વ લુંટાવે છે. પછી સ્ત્રી એ ભયાનક અપમાનનું વેર લે છે. એ અધમ અંતરગાળામાં એના જીવનના વ્હેણ તેણે અટકાવ્યાં હતાં; એક રીતે અગ્નિમ થઇ હતી. ફરીવાર એનું સ્ત્રીત્વ પ્રગટે છે અને તે સતી થઇ બળી મરે છે.

માલાદેવીની નાયિકા ચારુલતા રસિક ને કલાપૂજક છે. આકાશમાં પસાર થતી એકાદ સુન્દર વાદળીને જોઇ

રોમાંચ થાય એવાં સુકુમાર કલાપૂજકોમાંની તે એક છે. તે રસપૂજક છે; પણ એની રસપૂજા કાંઇક જુદા પ્રકારની છે. આકાશમાં ઉગેલા ચંદ્રને રસિકજન માત્ર નીહાળી રહે છે. તે વખ્તે ચંદ્રને પ્રાપ્ત કરવાનો ત્હેને વિચાર પણ થતો નથી; તેમ રસસ્વામિનાં દર્શન માત્રે ચારુલતાની તૃષા છીપે છે. ત્હેને વાસના નથી: એકવાર અકસ્માત જોયલી કોઇ સૌન્દર્યવતી સ્ત્રીને ફરી એક–જીવનમાં છેલ્લી વાર જોવા કોઇ રસિક બધાં કામ છોડી દઇ, ભાન ભૂલી જઇ કલાકો સુધી રસ્તે ઉભો રહે; પાંચપચાસ સ્ત્રીઓ સાથે તે આવે ને પલકવારમાં જતી રહે; એનું એને આછું પાતળું દર્શન થાય અને એટલા માત્રે પરમાનંદનો ત્હેને અનુભવ થાય ને જીવનભર એ દર્શનની મધુર સ્મૃતિઓનું તે જતન કરે–એવી રસસમાધિ છે. ત્રિલોકનાથ ભોગ અટકાવવા આગ્રહ કરે છે ત્યારે પ્રજાના હિત માટે પોતાનું ભાગ્યસુમન તે હાથે કરી ચીમળી નાંખે છે એ વખ્તે એને અકળામણ થતી નથી કારણ કે એને વાસના નથી. એ ત્રિલોકની પૂજક કરતાં એની કલાની પૂજક છે. જ્યારે ત્રિલોકની કલા ભયમાં આવી પડે છે ત્યારે એને માટે તે સમગ્ર પ્રજાના હિતને એના માથે થઇ ઓવારી ફેંકી દે છે.

ચારુતા જે ધર્મનું ખંડન કરે છે તે જેને આપણે Religion of the Lower type કહીએ છીએ તે છે. એના મૂળમાં બ્હીક, ત્રાસ એ જાતની લાગણીઓ હોય છે. નાગપૂજા, વ્યાઘ્રપૂજા, ઇ. આનાં ઉદાહરણો છે. સુરતમાં જે ઘોઘારાણાનું પર્વ થાય છે તે પણ ચાંચિયો હતો અને સુરત તથા ગુજરાતના વ્હાણવટીઓને લુંટતો.

માલારાણો ચાંચિયો હતો એ વાતની જાણ હતી છતાં ચારુતા એવા ધર્મનો નિપાત કર્યે જતી કારણ કે એ સાચા ખોટા ધર્મે પ્રજાનું અસ્તિત્વ ટકી રહ્યું હતું; પણ એના મતે એવી તીડનાં ટોળાં જેવી જીવજંતુઓની પ્રજા કરતાં એક બુદ્ધિવાન કલાનાથની સંસ્કૃતિ ચઢિયાતી છે. બુદ્ધિવાન માણસને તે સંસ્કૃતિનો વાહક લેખે છે; સંસ્કૃતિને એ માણસ જીવન્ત રાખે છે અને ચારુતા સંસ્કૃતિને મનુષ્ય જીવનનું લક્ષ્ય ગણે છે. આ સિદ્ધાંતે તે માલાદેવની અભંગ ગણાતી મૂર્તિ તોડે છે; અને સત્ય પ્રકટ કરે છે.

આ યુગ લોકસત્તાનો છે. આજે સૌ પ્રજામતનો અખતરો કરી રહ્યાં છે. એ યુગમાં બુદ્ધિ ને કલાના બાલચોનો આ બચાવ સર્વમાન્ય નહિ થાય એ મ્હારી જાણ બ્હાર

નથી; છતાં બ્રાહ્મણત્વ–Intellectual Aristocracyનો લોપ પ્રત્યેક સંસ્કૃતિ અને પ્રજાની અવનતિનું કારણ છે એ સત્ય છુપાવ્યું છુપે એમ નથી.

ગોપીપુરા, સુરત.

૭, માર્ચ ૧૯૨૭.

# અનુક્રમ:


અશક્ય આદર્શો ... ... ... ... ...૧

કૂપાલ... ... ... ... ... ...૪૭

રક્ષા... ... ... ... ...૭૫

સતી... ... ... ... ...૧૪૧

માલાદેવી. ... ... ...૧૮૭

## પાત્રો.

| | | | | |
|---|---|---|---|---|
| પ્રતાપ.... | .... | .... | .... | ....વિજયા |
| હુરપાળજી.... | .... | .... | .... | ....દુર્ગા |
| યદુનંદન.... | .... | .... | .... | ....હીરા |
| જોરાવર.... | .... | .... | .... | ... |
| મેક્સવેલ.... | .... | .... | .... | .... |

## પ્રવેશ ૧

સૂર્યાસ્ત થવા આવ્યો છે. એક ગામના આંબાવાડિયામાં બે ત્રણ તંબુઓ છે; સૌથી મ્હોટાની આગળ આરામખુરશીમાં પ્રતાપસિંહ ચીરૂટ ફુંકતો પડયો છે. પાસે વૃદ્ધ થતો જતો જોરાવર પ્રતાપના પગ આગળ બેઠો છે. પ્રતાપ વિચારમાં હોય એમ લાગે છે.

જોરાવર: બાપુ, એ તો માની બેઠી છે કે મોડા વ્હેલા તમે એને મળશો જ. એટલે બાપુ, આપણે કૈં કરવું તો જોઇયે.

પ્રતાપ જાગતો હોય તેમ ધીરેથી જોરાવર તરફ નજર કરે છે.

**પ્રતાપ:** એમ કે?

**જોરા:** હા, બાપુ.

**પ્રતાપ:** પણ અલ્યા, એ તો ગાંડી થઇ હશે, પણ ત્હારૂં પણ ખસ્યું છે કે શું?

**જોરા:** કેમ બાપુ, એમાં ગાંડાઇ શાની? આપણે તો રજપૂત. કોઇ સ્ત્રી મન માંડે ને એને આશરો ના આપીએ તો આપણું જીવ્યું શું? બાપુ, પૃથ્વીરાજ... ... ...

**પ્રતાપ:** હવે સારૂ, હિન્દુસ્થાનનો ઇતિહાસ હું ભણ્યો છું. પણ ભલા માણસ, પૃથ્વીરાજનો જમાનો હવે ગયો.

**જોરા:** ના બાપુ, જમાનો શાનો ગયો?

(પ્રતાપે જાણે સાંભળ્યું જ ના હોય તેમ)

**પ્રતાપ:** અને એવું કરી મારે કાંઇ ઘેર નથી બેસવું, સમજ્યો? પછી બીજા બધા અમલદારો શું કહે ત્હેનું કૈં ત્હેને ભાન છે?

**જોરા:** બાપા, એ લોકો કૈં રજપૂત થોડા છે? એ લોક તો સાત ભવે પણ રજપૂત માને પેટે જનમ નહિ પામે.

**પ્રતાપ:** એમ કે? સારૂં, જા, બહુ ડાહ્યો ના થા ને શિરસ્તેદારને કહેવડાવ કે કાલે મુકામ અહિંજ રહેશે.

**જોરા:** ભલે બાપુ. (જાય છે.)

પ્રતાપ ઘણીબધી વાર સામેના વૃક્ષ તરફ જોઈ રહે છે; ત્હેનું અંતર વલોપાટ વણતું હોય એમ લાગે છે. થોડીવારે જોરાવર પાછો દાખલ થાય છે.

**પ્રતાપ:** જોરાવર!

**જોરા:** જી, બાપુ.

**પ્રતાપ:** ત્હારી ખાત્રી છે કે હીરા બધું સાચું જ કહે છે? મ્હોટા માણસો આવી ખટપટમાં પડે તો ન્હાનાને ફાવતું આવે એ વાત ખવાસણ હીરાને શીખવવી પડે એમ નથી.

**જોરા:** ના, બાપુ. ના, હીરા તો બીચારી–

**પ્રતાપ:** (હસીને) એ બીચારી છે એની ક્યાં હું ના કહું છું; પણ એ ખવાસની દીકરી છે એની કે ત્હારાથી ના કહેવાય એમ છે?

જોરા : બાપુ, શું કહું ? તે દિવસ બાપુ શિકારેથી પાછા આવ્યા ને મ્હને કહ્યું કે રાણીચોકીના સામેના ઘરમાં કોણ છે એ ખબર કાઢી લાવ ત્યારે હીરાએ મ્હને શું વીતાડયું છે ? બાપુ, મેં ભાળ કાઢી ત્યારે તો જાણ્યું કે ત્યાં તો હરપાળબાપુની દીકરીઓ રહે છે. મ્હને વિચાર આવ્યો કે લાવ હીરાને મોકલું. પછી બાપુ, મ્હને કૈં એણે પજવ્યો છે. જવા ના કહી બેઠી તે એકની બે થાય જ નહિ. મ્હને કહે છે કે આવી ખટપટ કરવી હોત તો રજવાડું છોડી અહિં શા સારૂ આવત ?

પ્રતાપ : એમ કે ?

જોરા : હા, બાપુ. ને મ્હારી ગુજરી ગયેલી ધણીયાણીના રૂપાની બંગડી આપવા કહ્યું તોયે હા ના જ પાડી. ને ત્હમે તો કહો છો કે એણે બધું ખોટું કહ્યું. તે બાપુ, એ પણ ખવાસણની દીકરી છે તે એટલું ના જાણે કે 'અંહં કૈં નથી' કહીશું, તો પતી જશે ને આવું કહેશું તો કૈં નહિ તો પાંચ આંટા ખાવા પડશે ને હરપાળજીએ જાણ્યું તો જીવ જોખ્યો નહિ જાય.

પ્રતાપ : જોરાવર, પ્હેલાંના રાજાઓ પાસે જરૂર ત્હારા જેવા જ દરબારીઓ હશે, નહિ તો હિન્દુસ્થાનનું રાજ્ય

જતું ના રહેત; પણ ભલા માણસ, તેં ભૂલ કરી. હું રજપૂત તો ખરો પણ આઇ. સી. એસ. થયો છું.

**જોરા:** ઘણું જીવો મ્હારા બાપ.

**પ્રતાપ:** એઇ, હું તો એમ કહું છું કે ત્હારી ચાલાકીથી હું અંજાઉં એમ નથી. ત્હારા પૃથ્વીરાજે તો બુદ્ધિ ઘરાણે મૂકી હતી તે રાજ્ય ગુમાવ્યું. પણ મ્હારા ગ્રહ ગામ નથી ગયા, સમજ્યો ?

**જોરા:** બાપ, મ્હારાથી કેમ બોલાય કે કૈમાંયે ત્હમે પાછા પડો ? ગમે તેવો તોયે મ્હારો સિસોદિયો, ને બાપુ, તેથી જ કહું છું કે સિસોદિયો કોઇ સ્ત્રીને છેહ ના દે.

**પ્રતાપ:** (હસીને) અલ્યા, પણ હું ક્યાં છેહ દઉં છું ?

**જોરા;** બાપુ ત્યારે આ શું ? ઘોડો ઉભો રાખી દઇ બાપુએ જોયાં કર્યું ને એણે જોવા દીધા એટલે થઇ રહ્યું. બાપુ, હવે હઠી જઇએ એ છેહ નહિ તો શું ? બાપુ, દેવળદાદા ને મેરૂભા તો દિં ઉઠ્યાના દુશ્મન હતા. બેઉ ગાજતા સિંહ. કોઇ નમ્યું ના આપે. બાપુ, દીઠાંનાં તો એવા વેર કે ચિતા પર ચઢેલું શબ દેખીને તરવાર ચાંગે. પણ બાપુ, મોહનજીએ આવી કહ્યું કે મેરૂભાની

દીકરી તો દેવળબાને મનથી વરી ચૂકી છે ને કહેણ મોકલ્યું છે કે પરણો તો લોહી રેડ્યા વગર પરણજો. તે દેવળદાદાએ નીચું ભર્યું ને મેરૂબા આગળ હાથ ધર્યો કે કન્યા આપ. બાપુ, એ સિસોદિયો. કન્યા લીધી પણ રાજ્ય છોડયું. કહે ભીખ માંગતો રાજા ના હોય.

પ્રતાપ જાણે બળજોરીથી અંતરની લાગણી-ઓને દબાવતો હોય તેમ લાગે છે, તે જરા ટટાર થાય છે.

**પ્રતાપ:** જોરાવર, એ ખરૂં; પણ મ્હારાથી એને કેમ પરણાય? તું એ નહિ સમજે. મ્હોટા સરકારી હોદ્દે હોઇએ એટલે તરવારની ધાર પર ચાલવું પડે.

**જોરા:** બાપુ, તો દેવળદાદા જેવું કરો. એમણે તો મ્હોટું રાજ છોડી દીધું હતું.

**પ્રતાપ:** હા, પણ હું એને મૂર્ખાઇ ગણું છું. એક ધુન ખાતર જીંદગીનું બધું રળેલું ધૂળધાણી કરે એના જેવો કોઇ મૂરખ નહિ. આ બધું કેટલી મહેનતે થયું છે તે ત્હને ખબર છે?

**જોરા:** બાપુ, બાપુ, આવી જીંદગી કેમ મળી એ, આપણે જાણતા નથી નહિતર એ પણ આમ વેડફી ના દેત.

ને બાપુ, કેટલા પુણ્યે કરી રજપૂત થયા હઈશું તેનું કે નહિ ?

**પ્રતાપ :** પણ ભલા, પછી ખાઈશું શું ? કે દેવળદાદા પેઠે જંગલમાં જઈ ફળફૂલ પર જીવાય છે ? હવે તો જંગલમાં પેસવાની પણ મનાઈ છે.

**જોરા :** બાપુ, બાપુ, સિસોદિયો આમ કેમ બોલે છે ? આપણે વળી ખાવાની શી ફીકર ? સિસોદિયો રહે નહિ એ ખાતર તો દેવલોકે ધાન મોકલતા. બાપુ, ને નહિ તો દુનિયા મ્હોટી છે. કમરે તરવાર બાંધીયે છિયે તે કટકો રોટલો ગમે તેમ રળી ખાશું, પણ નેક ગુમાવી સ્વર્ગમાં દાદાઓને મ્હોં શું દેખાડશું ?

**પ્રતાપ :** (હસીને) જોરાવર, ઘણીવાર નહિ પણ કોઈવાર મ્હને પણ આમ વિચારો આવે છે. પણ વિચાર કરૂં છું ત્યારે એ બધી ઘેલછા લાગે છે, સમજ્યો. એ જમાનો હવે જતો રહ્યો.

જોરા : બાપુ એ ઘેલછા શાની ? આપણા બાપદાદા ...

*જોરાવરનું વાક્ય અધુરૂં જ રહે છે. પ્રતાપ જાણે ઉઠી ગયો હોય તેમ પડ્યો રહે છે.*

જોરાવર તે જુએ છે ને ત્હેની આંખોમાં તિરસ્કારની લાગણી જન્મે છે. જોરાવર વિચારમાં બેસી રહે છે. થોડી વાર પછી પ્રતાપ આંખ ઉઘાડે છે.

**પ્રતાપ :** જોરાવર, ધાર કે તું કહે છે તેમ હું કરૂં— પણ તું લઇ ના બેસતો કે હું આમજ કરવાનો છું, સમજ્યો? હું તો ખાલી પૂછું છું કે ધાર, કે કદાચ, વળી, હું એને પરણવાનો વિચાર કરૂં તો હરપાળજી હા પાડે ખરા?

**જોરા :** રામરામ કરો બાપુ. હરપાળજી તો બાપુ કહે છે તેવા વિચિત્ર માણસ છે. એમને તો એવો જમાઇ જોઇએ છે જે હાથ વડે વાઘનું મ્હોં ચીરી આપે; ને બાપુ, ગગનગઢના દિલિપસિંહે એમ કર્યુંગે ખરૂં એટલે—

**પ્રતાપ :** ત્યારે તો એ પરણી ચુકી છે એમ ને?

**જોરા :** ના, બાપુ, હજી હમણાજ વિવાહની વાત નીકળી છે.

**પ્રતાપ :** ત્યારે તો થયું. હું જરા વિચાર કરતો હતો કારણ કે તું કહે છે તેમ એ જૂના વિચારની હોય ને મેં એને જોઇ એટલા ખાતર એને જીંદગી રદ કરવી પડે તે સારૂં નહિ. એટલે કૈંક રોગે પણ એને નકામી દુઃખી

છતાં અટકાવવી મ્હારી ફરજ સમજતો હતો. પણ હવે કૈં નહિ. અને તું કહે તેમ હોય તો હરપાળજી કૈં માનવાના હતા?

**જોરા:** બાપુ, એમ ને એમ તો નાજ માને. બોલવે તો એ ઓછા છે ને કહે છે રણ જીતે તે શૂર, રણ ગાય તે તો ભાટ.

**પ્રતાપ;** શું? શું? ફક્કડ વાક્ય છે.

**જોરા:** રણ જીતે તે શૂર, રણ ગાય તે ભાટ. બાપુ, એ તો જબરા માણસ છે. ને એમની દીકરીઓ પણ એવી જ છે.

**પ્રતાપ:** એમ કે?

**જોરા:** હા, બાપુ. કહે છે પરણીયે તો નરસિંહને નહિતર વનના સિંહને.

**પ્રતાપ:** ત્યારે આ કેમ મ્હને પરણવા તૈયાર થઇ છે? હું કૈં જંગલી સિંહબિંહ નથી.

**જોરા:** બાપુ, એ તો સિસોદિયાને પરણવા નીકળી છે. હરપાળજીની દીકરી. પછી પૂછવું શું? બાપુ, એને તો સિસોદિયો જ જોઇયે. શૂરાને શૂર ચઢાવે એવી છે. કહે

છે હરપાળજી પરગામ ગયા'તા ત્યારે ગામમાં ધાડ પડી હતી.

**પ્રતાપ :** પછી ?

**જોરા :** બાપુ, બાયલું લોક ન્હાસવા માંડ્યું. એટલામાં રાણ્યોકીએ ખબર પડી તે હરપાળજીનાં વહૂ ને એમની બે દીકરીઓ નીકળ્યાં ને ધાડપાડુઓને ન્હસાડ્યા. બાપુ, ત્યારે રથ આણે હાંક્યો હતો.

**પ્રતાપ :** જોરાવર, તું કાંઇ સ્વપ્નામાં છે કે શું ?

**જોરા :** બાપુ, એ તો સરકારી દફ્તરે છે. ને સરકારે પોષાક મોકલ્યો તે પાછો ઠેલ્યો કે એમાં અમે શું કર્યું છે ? કૈં કરીયે ત્યારે મોકલાવજો—રાખીશું, એ કુળની કન્યા ને સિસોદિયો વીર ભેગાં મળે તો બાપુ, રંગ જામે......( બાંય ચઢાવે છે. ) પછી બાપુ, જોઇ લ્યો કે રજપૂત... ... ...

**પ્રતાપ :** બસ કર, દહાડે દહાડે તું તો મૂરખ થતો જાય છે.

જોરાવરનું મ્હોં પડી જાય છે. તે ઉભો થઇ જાય છે.

**પ્રતાપ:** અલ્યા ક્યાં જાય છે ? બેસ, હજી મેં ત્હને ક્યાં ના કહી છે કે તું આમ મર્યા જેવો થઇ ગયો.

જોરાવર ઉત્તર નથી આપતો.

જો, જોરાવર, મ્હને પણ કૈં વિચારો તો આવ્યા કરે છે પણ સૂઝ નથી પડતી. ધાર કે હું હા કહું પછી શું કરવું ? તેં કૈં વિચાર કર્યો છે ?

**જોરા:** બાપુ, એમાં વળી વિચાર શો કરવો છે ? ત્હમે કહો તો ઘરડો છું તોયે અબઘડી હું એને લાવી દઉં.

**પ્રતાપ:** ત્યારે લાવી દે—જા.

જોરાવર સહજ નિરાશ થઈ જતો લાગે છે.

**જોરા:** બાપુ, પણ હું લાવીશ તો એ ત્હમને પરણશે નહિ. શૂરાની દીકરી છે ને શૂરને પરણવું છે.

**પ્રતાપ:** ( કપાળની કરચલી પાડી ) ત્યારે તો શું થાય ? પ્હેલાંના લોક પેઠે છોગાળો થઇ, ઘોડે ચઢી એનું હરણ કરી લાવું એમ ? કદાચ ત્હને ખબર નહિ હોય. પણ તું કહેતો હતો તેમ એની ઉમર પંદર વરસની હોય.

તો હરપાળજી કેસ માંડે એટલે મ્હારે સીધા જેલમાં જ જવું પડે સમજ્યો?

**જોરા:** (સાશ્ચર્ય) બાપુ, હરપાળજી કોરટે જાય! એ શું કહ્યું? એ તો શૂર છે. બાપુ, એની તો સમશેર એ જ કોરટ. એ કોરટે ચઢે જ નહિ.

**પ્રતાપ:** ત્હારી ખાત્રી છે?

**જોરા:** હા, બાપુ.

**પ્રતાપ:** ઠીક ત્યારે; પછી શું કરીયે?

**જોરા:** કરીયે શું? એને લઇ આવો.

**પ્રતાપ:** હેં!

જોરાવર પ્રતાપ સામું જોઇ રહે છે.

**જોરા:** કેમ બાપુ?

**પ્રતાપ:** કૈં નહિ, પણ હું વિચાર કરીશ. તું જા, આજના સહીના કાગળો લઇ આવ. (ઉભો થાય છે.) આજ તો બહુ મોડું થયું.

તંબુમાં જાય છે. જોરાવર પ્રતાપને જોતો ઉભો રહે છે. ત્હેની આંખો આકાશ તરફ ખેંચાય

છે. તે એકી નજરે કાળી ધોળી વાદળીઓ તરફ જોયા કરે છે ને નિઃશ્વાસ મૂકે છે; ત્હેની આંખો જરાક ભીની થાય છે.

જોરા : (ધીરેથી) ઓ ઇશ્વર, સિસોદિયાના આ રંગ ? તું કરે તે ખરૂં મ્હારા ધણી.

ખેતરો તરફ ચાલ્યો જાય છે.

પડદો પડે છે.

## પ્રવેશ ૨

રાણચોકી આગળના ખેતરો. આકાશમાં ચન્દ્ર પસાર થતી વાદળીઓમાંથી કોઈકવાર ડોકીયું કરે છે. બાછી વાદળીઓને લીધે ઝાંખું અજવાળું પડે છે દૂર સર્વત્ર શાંતિ છે. ચોકી આગળના ઘરમાં એક ઝાંખો દીવો બળે છે. થોડી વારે બે માણસો વંડો કુદી આવે છે. બેઉએ બુકાની પહેરી છે અને ઝભ્ભા ઓઢયા છે. બેઉ ધીરે પગલે આગળ આવે છે.

પ્રતાપ: (ધીરેથી) જોરાવર, ત્હારી અક્કલે ચાલું છું -તે સારૂં નથી કરતો. મ્હારા બધા સિદ્ધાંતો ઉંધા વળે છે.

જોરાવર કાંઈ બોલતો નથી ને મૂંગો મૂંગો ચાલે છે. એટલામાં પાસેની નાળમાં કાંઈક અવાજ થાય છે. પ્રતાપ ચમકે છે અને જોરાવરનો હાથ ઝાલી એક ઝાડની ઓથે દબાય છે. થોડીવાર સુધી કાંઈ અવાજ આવતો નથી.

પ્રતાપ: (ધીરેથી) અલ્યા, ત્યાં કોઇ છે.

જોરા : (ધીરેથી) બાપુ, ત્યાં કોણ હોય? વણિયર કે કૂતરું હશે.

પ્રતાપ : (ધીરેથી) ના, ના, કોઇના પડછાયા જેવું મેં જોયું ને? જોરાવર, ચાલ આપણે જતા રહીયે; આપણે નથી જવું; નહિ તો નાહક ફજેત થશું.

પ્રતાપ પાછો વળવા જાય છે

જોરા : (જરા સખ્તાઇથી) ના, બાપુ, આપણે જવાનું નથી. અહિં ઉભા રહો; હું નાળમાં જોઇ આવું છું ને કોઇ આવી ચઢે તો કહેજો કે ગામચર્યા જોવા નીકળ્યા છો. બાપુ, હાકેમ ગામચર્યા કરવા જતા.

પ્રતાપ: જોરાવર, તું છે તો પહોંચેલો, પણ મ્હને આ બધું સારૂં નથી લાગતું. આપણે આ શા માટે જોઇયે?

જોરાવર મુગો ઉભો ઉભો સ્હામેના ઘર તરફ આંગળી કરે છે. ત્યાં અટારી તરફ કોઇ આવતું હોય એમ દેખાય છે,

પ્રતાપ : અલ્યા, હું કહેતો હતો ને. હવે ઠાર મુઆ.

હરપાળજીએ જોયા લાગે છે. જો એજ અટારીએ આવે છે. હવે ?

જોરાવર ઘરડી આંખો તીણી કરી એ તરફ જુએ છે. આકાશમાં વાદળો જરા ખસે છે અને ચન્દ્રિકાની એક છટા અટારીમાં આવી ઉભા રહેનાર પર પડે છે. જોરાવર હસી પડે છે.

**જોરા:** બાપુ, બાપુ, એ તો એ છે, વાટ જુએ છે..

પ્રતાપ અટારી તરફ જુએ છે. કંઈક વિચાર કરે છે ને આગળ વધે છે.

બાપુ, પેલી નાળમાં......

**પ્રતાપ:** (ઉતાવળે) તું સંભાળજે.

પ્રતાપ ઉતાવળે પગે જાય છે. જોરાવર ધીરું ધીરું હસતો ઉભો રહે છે. થોડી વારે એક પથ્થર ખેંચી લાવી તે પર બેસે છે. આકાશમાં ચન્દ્ર રમત રમતો હોય છે તે સરસ નીહાળી રહે છે. થોડીક ક્ષણો પસાર થાય છે. પછી કોઈના પગલાંનો અવાજ આવે છે જોરાવર ઉભો

થઈ જાય છે ને એક ઝાડની પાછળ સંતાઈને ઉભો રહે છે. પ્રતાપસિંહ અને વિજયા આવે છે. અને જોરાવરે મૂકેલો પથ્થર જોઈ ઉભો રહે છે )

**પ્રતાપ :** (ધીરેથી) વિજયા, આ પથ્થર પર બેસીએ.

વિજયા આંખો વડે હા પાડે છે. બેઉ બેસે છે.

**પ્રતાપ :** પણ ત્હમારી ખાત્રી છે કે કોઇએ જાણ્યું નથી ?

**વિજયા :** હા, અને કોઇ જાણશે પણ નહિ.

**પ્રતાપ :** તે કેમ ?

વિજયા ઉભી થાય છે અને પ્રતાપના ખભાં પર હાથ મૂકે છે.

**વિજયા :** મ્હારા દેવ, દુર્ગા જાગે છે ને એ બધું સંભાળશે

**પ્રતાપ :** દુર્ગા ? દુર્ગા કોણ ? દેવી દુર્ગા ?

**વિજયા:** (હસીને) હા, દેવી દુર્ગા પણ ખરાં ને મ્હારી બ્હેન દુર્ગા છે તે પણ ખરી.

પ્રતાપ જરા અસ્વસ્થ નજરે જૂએ છે

**વિજયા:** નાથ, ત્હમે દુર્ગાને ઓળખતા નથી. ચલિયાને પણ અહિં આવવા નહિ દે.

વાદળીઓથી રૂંધાયલો ચન્દ્ર છુટો થાય છે. ને વિજયા ઉપર એક સામટું તેજ ઢોળાતું હોય એમ અજવાળું પડે છે. પ્રતાપ સામે ઉભેલી સ્ત્રીને જુએ છે ને સવેગ ઉભો થઈ જાય છે. ત્હેની આંખોમાં ઓર ચળકાટ ચમકે છે.

**પ્રતાપ:** દેવી, દેવી, ત્હમે કેવાં અપૂર્વ છો.

**વિજયા:** મ્હારાં સ્વામી જેવી નહિ.

એક ગાઢ વાદળી ચન્દ્ર ઉપર ફરી વળે છે. પ્રતાપ વિજયાને ખોળે લે છે. થોડીવાર નિસર્ગ સમાધિવશ હોય એમ લાગે છે.

**વિજયા:** નાથ, આપણે જશું ? પ્હરોડ થશે એટલે બાપુજી જાગશે. તે પ્હેલાં આપણે ઘણે દૂર જતાં રહેવું જોઇએ.

પ્રતાપ અચાનક કંપે છે. ત્હેના મ્હોંપરના ભાવો બદલાય છે પણ વિજયા તે જોતી નથી.

પ્રાણ, કેમ શું છે ?

**પ્રતાપ:** (જરા અચકાતો) ના, કાંઇ-કાંઇ નહિ. આ પથ્થર હાલ્યો એટલે મ્હને ભય લાગ્યો.

**વિજયા:** (આશ્ચર્ય પામતી) આ પથ્થર ! એ હાલ્યો તેથી ભય થયો ?

**પ્રતાપ:** ( જરાક હસતો ) કે રખે મ્હારી રસિકાને કાંઇ થાય.

**વિજયા:** (ધીરેથી) મ્હારા ચતુર !

વિજયા પોતાનું કપોલ પ્રતાપના મ્હોં સાથે દાબે છે. એટલામાં સણુસણાટ કરતું એક તીર આવે છે ને બરાબર વિજયાના પગ આગળની જમીનમાં અર્ધું પેસી

જાય છે. વિજયા ઉતાવળે તે ખેંચી કાઢે છે. પ્રતાપ ઉભો થઇ જાય છે. ત્હેના મ્હોં પર ગભરાટનાં ચિહ્નો છે.

પ્રતાપ: એ શું? કયાંથી આવ્યું? કોઇએ આપણને જોયાં હશે!

વિજયા: (હાથમાં તીર હલાવતી, હસતી હસતી) ના, નાથ, આ તો મોરના પીંછાવાળું તીર છે. દુર્ગા કહે છે કે વખત ભરાતો જાય છે.

પ્રતાપ: (સાશ્ચર્ય) તે શું એમણે આ મોકલ્યું? આટલે દૂરથી આમ સચોટ તીર એ ફેંકી શકે છે એમ?

વિજયા: ઓહો! એમાં શું? એટલું તો હું પણ કરૂં. દુર્ગાનું નિશાન તો રાણુચોકીમાં મશહૂર છે; પણ હેવ, આપણે ઝડપ કરવી જોઇએ. ઘોડો પણ અધીરો થતો હશે.

પ્રતાપ: વિજયા!

પ્રતાપનો અવાજ મરેલાંના અવાજ જેવો અમાનુષી લાગે છે.

વિજયા: કેમ, નાથ?

પ્રતાપ: હું ત્હમને આજ ને આજ શી રીતે લઇ જાઉં? હજી તો બધી તૈયારી પૂરી નથી થઇ.

વિજયા ચમકે છે. તે એકધારે પ્રતાપને જોઈ રહે છે. ત્હેની આંખો ભીની થાય છે

વિજયા: તૈયારી? તૈયારી શાની? નાથ, આપણે વળી તૈયારી શાની જોઇએ? ઘોડો ને હથિયાર હોય તો બસ..

પ્રતાપ: (છલ કરહતો હોય તેમ) હા; બરાબર છે; પણ મ્હારો ઘોડો અચાનક આજેજ માંદો પડી ગયો.

વિજયા: નાથ, કેવાં માઠાં શુકન.

પ્રતાપ: દેવી, ત્હમે આમ વહેમી ના થશો. બધું સારૂંજ થશે. ત્હમે જરાયે ચિંતા ના કરશો.

વિજયા: (જાણે પસ્તાવો કરતી હોય તેમ) બરાબર છે. અરેરે, હું કેવી અશ્રધ્ધા કરૂં છું. સિસોદિયા વીરની સ્ત્રીને ચિન્તા શાની હોય? (જરા વાર રહી) નાથ, ચાલો હું બાપુજીની ઘોડી છોડી લાવું.

વિજયા ઉભી થાય છે, પ્રતાપ ત્હેને વારે છે.

**પ્રતાપ** : વિજયા, કન્યાને લઇ જવાય પણ ધન લઇ જઇએ તો ચોર કહેવાય. તે સિસોદિયો......

**વિજયા** : ક્ષમા કરો; મ્હને એ વિચારજ ના આવ્યો પણ—

**પ્રતાપ** : પણ કંઇ નહિ, વિજયા, અનુકૂલ દિવસે આપણે જતા રહેશું.

**વિજયા** : ( જાણે બબડતી હોય તેમ ધીરેથી ) : મેં તો સાંભળ્યું હતું કે સિસોદિયા વીર પ્રતિકૂળ દિવસને પણ સાનુકૂળ કરે છે.

**પ્રતાપ** : વિજયા, દેવિ, બોલવે શું ? વખત આવે ત્યારે જો જો. (કાંઇક યાદ કરતો હોય તેમ) લઢાઇ જીતે તે શૂરો, લઢાઇ લખે તે તો લેખક.

**વિજયા** : ( સહર્ષ ) અમર રહો, મ્હારા સૌભાગ્ય, ખરૂં છે; રણ જીતે તે શૂર; રણ ગાય તે તો ભાટ.

**પ્રતાપ** : અરે હા, એ રણ ને ભાટ તો યાદ ન આવ્યાં, પણ અર્થ તો લગભગ સરખો છે.

વિજયા કાંઈ સમજતી ના હોય તેમ જોયા કરે છે. એટલામાં બીજું એક તીર આવે છે ને જમીન પર પડે છે. વિજયા તે જુએ છે ને ઉભી થઈ જાય છે.

**વિજય :** નાથ, સ્વામી, બાપુજી જાગ્યા લાગે છે.

પ્રતાપના હૃદયમાં કૈંક દ્વંદ્વ શરૂ થતું હોય તેમ લાગે છે

**પ્રતાપ :** હં—હં—તે તેમાં શું ? (જરા ઉશ્કેરાઇને) દેવિ, ત્હમારા બાપુજી એકલાને જ તરવાર ફેરવતાં આવડે છે શું ?

પ્રતાપના મ્હોં પર અપૂર્વ ભાવ ખીલે છે વિજયા સગર્વ તે જુએ છે પણ જોતજોતામાં તે ભાવ અદૃશ્ય થાય છે.

**પ્રતાપ :** પણ ત્હમે કહો છો તો હું જાઉં છું. આપણે ઘણુંખરું વિજયાદશમીએ જઇશું.

**વિજયા :** (ઉતાવળે) પ્રાણ, વિજયાદશમીને તો હજી બહુ વાર છે. ત્યાં લગી હું એકલી કેમ કરી રહું !

**પ્રતાપ:** પણ દરમ્યાનમાં હું અહિં આવ્યા કરીશ, પછી શું ?

**વિજયા:** (અચકાતી) પણ–પણ—

**પ્રતાપ:** પણ શું !

**વિજયા:** સ્વામી, દુર્ગાને એ નહિ ગમે. અત્યારે જ હું પાછી જઇશ ત્યારે મ્હને શું શું કહેશે, નાથ......

વિજયા પ્રતાપ પાસે નત્ય છે, પ્રતાપ ત્હેને હૃદય પાસે લે છે.

**પ્રતાપ:** પણ ત્હમે કહેજો ને કે વિજયાદશમીએ—

**વિજયા:** નાથ, એ કાંઇ એને ગળે નહિ ઉતરે. એ તો કહે છે કે કન્યા લીધા વગર પાછો ફરે એ કાં તો કાયર કે કાં તો ચોર.

પ્રતાપ વિજયાને દૂર હડસેલી મૂકતો હોય તેમ દૂર કરે છે.

**પ્રતાપ:** (જરા ગુસ્સા સાથે): વિજયા, હું આ અપમાન સહન કરવા અહિં નથી આવ્યો, સમજ્યાં ?

ત્હમારે જાણવું જોઇયે કે હું અહિંનો આસિસ્ટંટ કલેક્ટર છું.

પોતે શો ભયાનક ગુન્હો કર્યો છે. તે ન સમજતું હોય તેમ વિજયા ખસીઆણી પડે છે.

**વિજયા** : ના, નાથ, દુર્ગા જોણે છે કે આપ સિસોદિયાકુળદીપક છો. તેથી તો એણે મ્હને આટલી પણ ધીરી.

મ્હરોડનાં અજવાળાં જણાય છે તે જોઇ.

**પ્રતાપ** : વિજયા; દશમે ત્યારે હું.

પાસેના ઝાડ પાસે કંઇક અવાજ થાય છે. બેઉ શ્વાસ રૂંધી ઉભા રહે છે. જોરાવર ઉતાવળે આવે છે.

**જોરાવર** : બાપુ, બાપુ, સ્હામેથી કોઇ આવે છે.

**વિજયા** : વીર, ત્હમે જતા રહો.

**જોરાવર** : એટલો વખત નથી; પકડાઇ જઇશું; આ ઝાડની પાછળ સંતાઇએ. પણ બા ત્હમે......

**પ્રતાપ :** હા, હા, ચાલ. એનું કાંઈ નહિ. એનું તો આ ઘર છે.

બેઉ ઝાડની ઓથે સંતાય છે. વિજયા આગળ જવા માંડે છે દુર્ગા આવે છે.

**દુર્ગા :** ( ધીરેથી ) બાપુજી આવે છે.

**વિજયા :** ( સભય ) બાપુજી !

**દુર્ગા :** ચુપ, આવી પહોંચ્યા છે.

હરપાળજી એક વેલના મંડપમાં થઈ બહાર આવે છે. એમના હાથમાં ઉઘાડી તરવાર છે.

**હર :** કોણુ છે એ ?

**દુર્ગા :** કોઇ નહિ, બાપુજી, એ તો અમે છીએ–હું ને વિજયા. હું વિજયાને બરાબર નિશાન મારતાં શિખવું છું.

**હર :** એમ કે ? મેં તો જાણ્યું કે કોઇ ભરાયું છે.

**દુર્ગા :** બાપુ, કોઈના શા રામ રમે છે કે અહિ આવે.

**હર :** બરાબર છે. તે વિજયાને હજી તીરકામઠું...

આવડ્યું કે નહિ? (વિજયાને) વિજયા, હવે તો ઝટ શીખી જા. ગગનગઢમાં તો બધું આવડવું જોઇશે.

દુર્ગા : એ બિચારી મહેનત તો કરે છે તે શીખી જશે.

એટલામાં ત્હેમની પાછળ, પ્રતાપ ને જોરાવર સંતાયા છે ત્યાં ઝાડ પરથી એક પંખી કાંઇક નીચે નાખે છે તે પ્રતાપના માથા પર પડે છે. પ્રતાપ ચમકે છે અને તેથી અવાજ થાય છે. હરપાળ તે અવાજ સાંભળે છે ને પાછળ જુએ છે.

હર : દુર્ગા, ત્યાં કોઇ છે.

દુર્ગા : બાપુ, ત્યાં કોણ હોય? કોઈ જનાવર હશે.

હર : ના, ના, રાખ મ્હને જોવા દે

વિજયા ગભરાતી હોય તેમ દેખાય છે.

દુર્ગા : ભલે. (વિજયાને) વિજયા, ચાલ, પેલા સામેના ઝાડ પર પેલું ફળ છે તે વિંધ જોઇએ.

હર : હું જોઉં તો ખરો.

દુર્ગા : સારૂ, બાપુ.

હરપાળજી પ્રતાપ સંતાયો છે તે તરફ જાય છે. દુર્ગા પણછ ખેંચે છે. અને આંખો મીંચી દઈ, હોઠ કરડી, હરપાળના પગ પર તીર તાકે છે અને ત્હેને વીંધે છે. દુર્ગાના મ્હોં પર અંતર ચીરાતું હોય તેવી વેદના જણાય છે. હરપાળજીથી એક ધીરી ચીસ પડાઇ જાય છે. દુર્ગા તીરકામઠું વિજયા પાસે ફેંકી દઈ દોડી જાય છે હરપાળ જમીનપર બેસી જાય છે ને તીર ખેંચી કાઢે છે.

દુર્ગા : બાપુજી, જૂલમ થયો. મોઇ વિજયાને હજુ નિશાન લેતાંયે નથી આવડતું તે ત્હમને વીંધી નાંખ્યા.

હર : કાંઇ નહિ બેટા, જરા અમથું જ વાગ્યું છે.

હરપાળ પગ બતાવે છે. એમાંથી લોહી વહી વહ્યું છે. દુર્ગા ચીર ફાડી પાટા બાંધે છે. વિજયા પાસે આવે છે ને રડતી ઉભી રહે છે. હરપાળજી ત્હેને જુએ છે.

હર : વિજયા, બેટા, રડીશ નહિ હોં. એ તો હોય. ચાલ જોઉં, મ્હને હાથ દઇ અંદર લઇ જા, ને દુર્ગા, તું જો તો ખરી કે અહીં કોઇ છે ખરૂં કે નહિ.

હરપાળજી ઉભો થાય છે: વિજયા ત્હેને ટેકો આપે છે. ને બેઉ ઘર તરફ જાય છે. દુર્ગા આંસુ લૂછતી ત્હેમને જોઈ રહે છે. બેઉ અદ્રશ્ય થાય છે. એટલે પ્રતાપ સંતાયો છે ત્યાં ઝાડ પાસે જાય છે.

**દુર્ગા :** પ્રતાપસિંહજી, જાવ, જતા રહો. સારા શુકને નીકળ્યા છો તે જીવતા ઘેર જાવ છો.

પ્રતાપ અને જોરાવર બ્હાર આવે છે. દુર્ગા આગળ માથું નમાવી પ્રતાપ નમન કરે છે.

**પ્રતાપ :** આપે મ્હારો જીવ ઉગાર્યો.

**દુર્ગા :** પણ મ્હારે માથે ઘોર પાપ બેઠું.

**પ્રતાપ :** હા, એ ભૂંડું થયું. કાયદેસર તો ત્હમે જેલમાં જાવ; ખરેખર અત્યાચાર થયો; પણ બીજું શું થાય ?

જોરાવર તિરસ્કાર સાથે પ્રતાપ સામું જુએ છે; અને પ્રતાપે પહેરેલી તરવાર મ્યાનમાંથી જરાક ખેંચી ખખડાવી પાછી મૂકે છે.

દુર્ગા: ( ધીરેથી ) કોણ ?

હીરા અચાનક પૂછાયલા સવાલથી સ્તબ્ધ થાય છે; જરા ચમકે છે અને સામે ઉભા રહેનારાંને જુએ છે.

હીરા: કોણ દુર્ગાબા ? એ તો હું હીરા.
દુર્ગા: હીરા ? તું કેમ આવી ?

વિજયા અધીરી થઇ સાંભળી રહે છે. હીરા ઉત્તર નથી આપતી.

વિજયા: બોલને હીરા, શું છે ?

હીરા: બાં, શું બોલું ? બોલવા જેવું નથી.

દુર્ગા: ( સખ્તાઇથી ) કેમ ?

હીરા: બા, મ્હારી ભૂલ થઇ.

દુર્ગા: કેમ શું છે ?

હીરા: બા, મેં ત્હમને ફસાવ્યા. મ્હારી ભૂલ થઇ

વિજયા આગળ આવે છે.

વિજયા: શાની ભૂલ થઇ, હીરા ?

હીરા: બા, બા, શું કહું ? મ્હને આ બધી ખબર ન્હોતી. મેં તો હમણા જ જાણ્યું, બા.

દુર્ગા: તેં શું જાણ્યું ? બધું કહી મરને.

હીરા: બા, મ્હારા બાપુએ ખોટું વચન આપ્યું છે.

વિજયા: હેં ?

હીરા: હા, બા. મેં હમણાં જ જાણ્યું.

વિજયાના ગળામાંથી ડૂસકાંનો અવાજ આવે છે. દુર્ગા ત્હેને પાસે ખેંચે છે.

દુર્ગા: હીરા, બધી વાત કહે જોઉ.

**હીરા:** બા, બાપુના એક મિત્ર આવ્યા છે. બાપુ ત્હેમની જોડે આ વાત કરતા હતા તે મેં સાંભળ્યું; બાપુ કહેતા હતા કે એમણે કૈં નક્કી વિચાર નથી કર્યો. ને હજી તો એમને બે મન થાય છે.

દુર્ગા: હીરા, આ સાચું કહે છે !

હીરા: હા, બા. મ્હને થયું કે મેં પાપ કીધું તેથી દોડતી અહીં આવી ને બા......(અટકે છે.)

દુર્ગા: શું !

**હીરા:** (દૂરથી) બા, બાપુ એમના મિત્ર જોડે અત્યારે અહિં આવવાના પણ છે.

દુર્ગા : (હોઠ કરડી) એમ કે ?

હીરા : હા, બા.

દુર્ગા : પણ ત્હારી વાત ખરી છે ત્હેનું એંધાણ શું ?

હીરા : બા, આવી વાતનું તે કૈં એંધાણ હોય, પણ જૂઠ કહું તો મ્હને અંબા ભવાની પૂછે. પણ બા, બાપુને ખબર ના પડે હં. એ તો આપણી એકજાત એટલે અહિં આવી; નહિ તો.........

દુર્ગા : (તિરસ્કારથી) હા, હા, સારૂં.

વિજયા : (રડતી) બ્હેન.

દુર્ગા : વિજયા, તું આવી કેવી ! એમાં શું રડ્યું ! (હીરાને) હીરા, એ ક્યારે આવશે ?

હીરા : બા, કહેતા'તા કે મધરાતના ચોઘડિયે આવશે.

દુર્ગા : સારૂં, તું જા જતી રહે. ને કાલે આવજે.

હીરા જવા માંડે છે.

હં, પણ રાખ, ઉભી રહે. તું વિજયા પાસે જરા બેસ તો; હું અબઘડી આવું છું.

દુર્ગા જાય છે.

વિજયા : (ધીમા સાદે) પણ એમણે આમ કેમ કર્યું ! મ્હને......(રડી પડે છે.)

હીરા : બા, બા, આમ શું કરતાં હશો ? મનખા અવતારમાં તો આવું થાય પણ ખરૂં. મ્હારે યે એવું જ થયું હતું. તેથી તો મ્હને લાગી આવ્યું ને હું અહીં કહેવા આવી.

વિજયા એકદમ ટટ્ટાર થાય છે.

વિજયા: (ઉતાવળે) ખબરદાર કૈં બોલી તો. હું કૈં ત્હારા જેવી નથી, સમજી ? જીભ જ કાપી નાંખીશ.

હીરા : ના, બા, મેં એવું ક્યાં કહ્યું. હું તો...

વિજયા : સારૂં મ્હારે નથી સાંભળવું. તું શા સારૂ અહીં આવી !

હીરા: પણ બા, મ્હને શું ખબર......

દુર્ગા આવે છે. ત્હેના હાથમાં વસ્ત્રથી બાંધેલી કૈંક ચીજ છે. ત્હેનો ચ્હેરો બીહામણો લાગે છે. ત્હેના હાથ ધ્રુજે છે.

દુર્ગા : હીરા મ્હારૂં એક કામ કરીશ ? ત્હને ખુશ કરીશ.

હીરા : હા, બા, શા સારૂ ના કરૂં ?

દુર્ગા : (પેલી ચીજ આપતી) આ લે ને કાલે સ્હવારે તંબુના ખેતર આગળ ઉભી રહેજે; ને મ્હને જુએ કે તરત. આ ત્હારા બાપુને આપજે. આપીશને ?

હીરા : ભલે બા.

દુર્ગા : પણ કે ભૂલ કરીશ કે એમાં શું છે તે જોઇશ તો ત્હને અંબા ભવાનીના શપથ છે.

હીરા : સારૂં, બા.

દુર્ગા : સારૂં, ત્યારે તું જા. જોજે ભૂલતી ના, હો કે.

હીરા જાય છે
દુર્ગા વિજયાના મ્હોં સામું જુએ છે. દુર્ગાની આંખમાં આંસુ આવે છે. વિજયા ન જુએ તેમ તે લુછે છે અને વિજયાને પોતાના ખોળામાં સુવાડે છે. વિજયાની આંખોમાંથી આંસુનાં પુર વહે જાય છે ચારે દિશા નિઃશબ્દ છે. એટલામાં બે પુરૂષો વંડો કુદી આવે છે. દુર્ગા વિજયાને ઉઠાડી પાસે બેસાડે છે. આવનારા

ઓની નજર ઘર તરફ છે એટલે તેઓ દુર્ગા તથા વિજયાને જોતા નથી.

**પ્રતાપ**: (જરાક આગળ આવી ઉભો રહે છે.) યદુનંદન, અહિં તો કોઇ લાગતું નથી. મ્હને તો શંકા થાય છે કે તંબુથી નીકળતાં મ્હારી ડાબી આંખ ફરકી હતી તે અપશુકન સાચા હોય.

**યદુ**: અરે નારે, એ બધા વ્હેમ છે. બહુ મોડું થયું તે જતી રહી હશે.

**પ્રતાપ**: ના, ત્હને ખબર નથી. એ લોક કંઈ આપણા જેવાં નથી. એ તો યુગો સુધી અનંત અંધારામાં રાહ જુએ એવી છે અને મ્હને દુઃખ પણ તેથી જ થાય છે કે આવી નિર્દોષ ને શ્રદ્ધાળુ સ્ત્રી સાથે મ્હારે કપટરમત રમવી પડે છે.

**દુર્ગા**: (એક બાજુએ) બ્હેન, સાંભળ્યું? હીરા સાચું કહેતી હતી.

**યદુ**: એ તો ઠીક: એ તો બધું ગોળગોળ સમજાવી શકીશ. તું નચિંત રહે. પણ એ અહીં છે જ નહિ પછી કોને સમજાવું?

પ્રતાપ: (નિઃશ્વાસ ખેંચતો હોય તેમ) હા, ત્યારે શુ કરીશું?

દુર્ગા પોતાનાં વસ્ત્ર તળે સંતાડેલાં ધનુષ્યબાણ સજ્જ કરે છે. વિજયા ત્હેનો હાથ પકડે છે.

વિજયા: (ધીરેથી) બ્હેન, બ્હેન......

દુર્ગા: (સખ્તાઈથી) ચૂપ. તું શું જાણે?

પ્રતાપ ઘર તરફ નજર કરે છે એટલામાં દુર્ગા પણછ ખેંચે છે અને એક ક્ષણમાં એક તીર પ્રતાપ તરફ ધસતું આવે છે. યદુનંદન તે જુએ છે ને પ્રતાપને દૂર કરવા જાય છે. પ્રતાપ ચમકે છે ને તીર ત્હેના પગને છેદે છે. પ્રતાપ બૂમ પાડી દઈ બેસી પડે છે. વિજયા ચીસ પાડી બેભાન થઈ જાય છે. દુર્ગા ત્હેને ઝાલી લે છે; અને ત્હેને ઉંચકી ઘર તરફ જાય છે. યદુનંદન પ્રતાપનો પગ તપાસે છે)

યદુ: બહુ વાગ્યું?

પ્રતાપ હા.

ચંદુ : (પગ તપાસી) વીંધાયો નથી, જરાક છોલાયો છે. એ કોણ હશે? કોઈ ગયું અહીંથી. બે જણ હતાં.

પ્રતાપ : પછી કહીશ. હમણાં અહીંથી સરક જા.

ચંદુ તેને પ્રતાપને ટેકો આપી લઈ જાય છે.

પડદો પડે છે.

---

## પ્રવેશ ૪

રહુવાર. સ્થળ: પ્રતાપસિંહનો તંબુ

ચંદુ : જંગલી લોક છે, બીજું શું ?

પ્રતાપ : મેં તો કહ્યું જ હતું ને. તું તો કહેતો હતો કે સમજાવી શકીશ. એ લોક સમજી શકે જ નહિ. એમ ને એમ એક આદર્શ પાછળ રાજપાટ ને જીવ ખોયા. ખરેખર, આવાં માણસો જો બુદ્ધિનો ઉપયોગ કરતાં શિખે તો કેવું સારૂં ?

ચંદુ : ના, કાલ રાતના અનુભવ પછી મ્હારો મત બદલાયો છે. બલ્કે હું તો આ લોકની હિંમતથી અંજાઇ ગયો છું. મ્હારી મા આવી બહાદૂર ન્હોતી તેથી જ અત્યારલગી હું કાંઇ સમજતો નહોતો.

પ્રતાપ : ત્યારે શું તું વટલ્યો, એમ ?

ચંદુ : હા, પૂરેપૂરો. અને એ પણ ચોક્કસ છે કે એમને બુદ્ધિવાદ શિખાડવા જતાં આ વીરત્વ પણ ગુમાવીશું. ગમે તેમ કરી આ વીરત્વ કાયમ રાખવું જોઇયે.

પ્રતાપ : ત્યારે મ્હને તું શું સલાહ આપે છે ?

યદુ : એ જ કે એનો સ્વીકાર...... (કૈંક અવાજ સંભળાય છે.) અરે અચાનક આ શું છે?

પ્રતાપ ઉભો થાય છે ને ધીરે ધીરે બારણાં પાસે જાય છે રસ્તા ઉપરથી ખૂબ લોકો જતા હોય છે તે જોઈ પાછો આવી બેસે છે.

પ્રતાપ: કૈં નથી: કોઇ મરી ગયું લાગે છે. હં, તે તું શું કહેતો હતો?

યદુ : મેં કહ્યું ને. એનો સ્વીકાર કર.

પ્રતાપ : એમ?

હીરા ઉતાવળે પગે અંદર આવે છે. પ્રતાપ આશ્ચર્ય પામે છે.

તું કેમ ગમે ત્યાં દોડી આવે છે.

હીરા : બાપુ, ભૂલી ગઇ; પણ કોઇ માણસ આ આપી ગયું છે. ને બાપુને કહેણ મોકલ્યું છે કે સિસોદિયાનું થોડું લોહી હોય તો આ પહેરજો. (વસ્ત્રમાં કાંઇક વસ્તુ આપે છે.)

પ્રતાપ ચમકે છે ને યદુનંદન સામું જોઈ તે વસ્તુ લે છે

**પ્રતાપ** : શું છે ? કોણે આપ્યું છે ?

**હીરા** : બાપુ, મ્હને શું ખબર ? કોઇક આપી ગયું.

પ્રતાપ વસ્ત્ર ઉકેલે છે. અંદરથી એક લોઢાની કડી નીકળે છે.

**પ્રતાપ** : (યદુનંદન સામું જોઇ) સ્હમજ્યો ?

**યદુ** : હા, એણે જ મોકલી છે. હું ત્હારી જગાએ હોઉં તો જીંદગીભર પહેરી રાખું.

પ્રતાપ વિચારમાં ઉભો રહે છે.

**હીરા** : બાપુ, કાંઇ જાણ્યું ? હરપાળજીનાં વિજયા કુંવરી મરી ગયાં.

**પ્રતાપ** :
**યદુ** : { હેં ?

**હીરા** : હા, બાપુ. (બહાર આંગળી કરી) આ સ્મશાન લઇ જાય.

પ્રતાપ ઉતાવળે બહાર જાય છે. બહારનું લોક વિજયાના શબ સાથે પ્રતાપને

છેલ્લું દર્શન આપી અદૃશ્ય થાય છે. પ્રતાપ આંખો ઢાળતો અંદર આવે છે. ત્હેના હાથમાં લોઢાની કડી છે. આવેશ ભાર તે પોતાના ડાબા હાથ ઉપર ચઢાવે છે. હીરા બહાર જાય છે. થોડીવાર પ્રતાપ અને યદુનંદન વિચારમાં બેસી રહે છે.

**પ્રતાપ :** જોયું ? હું દલીલ કરું છું તે આજ, બધી લાગણીઓ જ. બુદ્ધિનો છાંટો નહિ. આમ ને આમ રાજપાટ ગુમાવ્યાં.

**યદુ :** (ઉભા થઇ જઇ) પ્રતાપસિંહ, માફ કરો, મ્હારૂં મગજ ભમે છે. હું કાંઇ જ વિચાર કરી નથી શકતો. (આંટા મારે છે. પછી) મ્હને તો એટલું લાગે છે કે ત્હમારા ને દેશનાં નસીબમાં એ સ્ત્રીરત્ન સરજાયલું જ નહિ. આવી સ્ત્રીઓ જશે એટલે આપણે પરવારી જશું; બીજું કાંઇ નહિ.

જોરાવર દાખલ થાય છે.

**જોરા :** બાપુ, કોઇ સાહેબ આવ્યા છે.

એક યુરોપિયન દાખલ થાય છે. પ્રતાપ-સિંહ ત્હેને જોઇ ઉભો થાય છે અને લંગડાતો સ્હામે જાય છે.

પ્રતાપ : અહો, મેક્સવેલ, ત્હમે ક્યાંથી? મઝામાં છો?

મેક્સવેલ : હા, ઉપકાર થયો. પણ આમ કેમ?

પ્રતાપ : (જરાક અચકાઇ) આ, આ તો જરા ઘોડેથી પડી ગયો હતો.

જોરાવર પ્રતાપ સામું જૂએ છે.

મેક્સ : ઘણો દિલગીર છું. હું, મ્હને તો વેસ્ટે મોકલ્યો છે. પેલી ખબર કાઢવા. કાંઇ મદદની જરૂર છે?

પ્રતાપ : નારે, ખટપટ લાગતી હતી ખરી. પણ ખાલી વહેમ જ હતો. આજે જ એના કુટુંબમાં કોઇનું મરણ થયું છે. બાકી બીજું બધું શાન્ત છે. હું પણ આજે જાઉં છું.

મેક્સ : એમ, ઠીક ત્યારે હું રજા લઉં?

પ્રતાપ : હા, સાહેબજી.

મેક્સવેલ અને જોરાવર જાય છે.

થડુ : પ્રતાપસિંહ, આ આપણા બુદ્ધિવાદ કરતાં વિજયાનો લાગણીવાદ વધારે સફલ નહિ પણ પવિત્ર છે એમ નથી લાગતું?

પ્રતાપ વિચારમાં પડ્યો હોય તેમ
બેસે છે. એટલામાં કોણીએ પહેરેલી કડી
તરફ હેની નજર જાય છે.

**પ્રતાપ:** શું? હા—કદાચ હારી વાત ખરી છે. પણ-પણ શું કરીએ? આજે તો એ આદર્શો બધા જ અશક્ય લાગે છે. પછી શું થાય?

પડદો પડે છે.

---

## પાત્રો:

નારાયણ.... .... .... .... .... .... ....જયશ્રી.

નવીનચંદ્ર .... .... .... .... .... ....સુશ્રુતા.

તનસુખ.... .... .... .... .... .... ....

રમાકાંત.... .... .... .... .... .... ....



## પ્રવેશ ૧

એક નાના ઘરના ઓરડામાં નારાયણ શેતરંજી પર પુસ્તક વાંચતા પડ્યા છે. અવારનવાર તે વાંચતા અટકી જાય છે ને વિચારમાં પડતા હોય તેમ લાગે છે. સામે ખુરશી પર જયશ્રી રૂમાલ ગુંથતી બેઠી છે; ખુણાની બારીએ સુશ્રુતાબહેન રસ્તેથી પસાર થતાં લોકોને જોતાં બેઠાં છે. હેની પાસે તનુ અને રમાકાંત શેતરંજ રમે છે. થોડી વાર ઓરડામાં ચુપકીદી હોય છે.

**નારાયણ :** [ચશ્માં કપાળે ચઢાવી] કીકી, આ તો ભયંકર માણસ લાગે છે.

બધા નારાયણ સામું જુએ છે. તે બેઠા થાય છે.

**જયશ્રી :** [હેમની સામે જોઇ] કોણ ?

**નારા :** આસ્તો; આ હારો કવિ–શું એનું નામ શું છે ? [ચોપડીમાં જુએ છે.] આ નવીનચંદ્ર.

**જય :** ભયંકર !

**રમાકાંત :** કોણ, નવીનભાઇ ભયંકર ?

બધાં ખડખડ હસી પડે છે. સુશ્રુતા બારીએથી જનારાને જોતાં અટકી નારાયણની સામે જુએ છે.

**નારા :** કેમ ત્હમે છોકરાંઓ હસો છો કેમ? એમાં હસવા જેવું શું છે?

**સુશ્રુતા :** એ તો બાળકો છે.

બધાં ફરી વાર ખુબ હસે છે.

**નારા :** પણ રાખો તો ખરાં. છોકરાંઓ! કેમ ત્હમે આમ હસો છો?

જયશ્રી રૂમાલ ટેબલ પર ફેંકી દઈ નારાયણ પાસે આવી બેસે છે.

**જય :** ત્યારે હસીએ નહિ તો શું રડીએ? ત્હમે કેવું બોલો છો?

**નારા :** એટલે?

**જય :** એટલે શું વળી? નવીનચંદ્રને ભયંકર કહો તે...

**નારા :** (જરાક સખ્તાઈનો ડોળ કરતો હોય તેમ) છોકરી! ત્હારા કરતાં મેં વધારે દીવાળીઓ જોઈ છે, સમજી?

જય : પણ કાકાજી, ત્હમે એને નથી જોયો ને મેં જોયો છે.

નારા : તેં ભલેને જોયો હોય.

જય : પણ........

નારા : શું ?

જય : કાકાજી, એ માણસ તો ભયંકરથી તદ્દન જુદો જ છે.

નારા : તું શું સમજે ? (કંઈક વિચાર કરતો હોય તેમ જુએ છે.)

તનસુખ : પણ કાકા ! ત્હમે શાથી એને ભયંકર કહો છો ?

નારા : તે...તે...હું જાણું છું.

સુશ્રુતા સામે ત્હેની નજર જાય છે,
પણ સહસા તે નજર વાળી લે છે.

રમા : ત્હમે કહો એ સાચું, નારાયણભાઇ, બાકી એ બીચારો છે તો સાવ ઢીલોપોચો. શેરીમાં કોઈ મરી જાય તો એ રડે; અરે, કોઇ જરા અમથું માંદું પડે તો યે એના હોસકોસ ઉડી જાય. કેમ મ્હોટી બ્હેન, ખરૂં ને ?

ચુ : હા, મોટા છોકરો છે.

તન : અરે કાકા, એ તો મરતાંને મર ના કહે
 છે.

જય : અને કેવી સરળ જીંદગી જીવે છે!

નારા : (વિચારમાં પડતો હોય તેમ) એમ ?. ત્યારે
 કેમ ?

જય : શું આમ કેમ!

નારા : (ચોપડી સામે જોતો, જાણે બબડતો હોય તેમ) બધું એવું જ છે.

જય : શું એવું છે?

નારા : આ, આસ્તો ચોપડીમાં.

જય : ચોપડીમાં?

ફરીવાર બધા હસે છે..

રમા : કેમ, ચોપડીમાં આપને શું લાગ્યું ? અમને તો કૈં નથી જણાતું.

જય : હા, કાકાજી અમને બતાવો, એમાં ભયંકર શું છે?

**તન :** મ્હને તો કૈં ન જણાયું. મેં તો બધી કવિતાઓ બે ચાર વાર વાંચી પણ એકે ભયંકર નથી લાગી.

નારાયણ ચોપડીનાં પાન ફેરવ્યા કરે છે. બધાં હસવાનું દાબી એની સામે જોતાં બેસે છે. થોડીવાર પછી

**નારા :** કોણ જાણે, હું સમજાવી નથી શકતો; પણ મ્હને સમજ પડે છે. આમ એકેક કાવ્ય તો ભયંકર નથી લાગતું; છતાં મ્હને એમ થયાં કરે છે. હા, બધું એવું જ છે.

**જય :** ત્યારે તો કાકાજી ! ત્હમે એમને જરૂર મળજો; પછી એ લાગણી નહિ રહે.

**તન :** અત્યારે જ બોલાવને.

**જય :** હા, હા, રમાકાંત ત્હમે બોલાવી લાવો.

રમાકાંત ઉભો થાય છે.

**રમા :** જાઉં !

**જય :** હા, જાવને. કાકાજી જુએ તો ખરા.

રમાકાંત જાય છે.

**નારા :** મ્હને બહુ નવાઇ લાગે છે. તે શું એની

જીંદગી બહુ સામાન્ય છે ? કશું જ અસામાન્ય નથી એમ ? [જાણે બબડતો હોય તેમ] એવું જ હોય છે

જય : હા, વળી જરા નહિ.

નારા : કીકી, તું એને બરાબર ઓળખે છે ?

ફરીવાર બધાં હસે છે

જય : હાસ્તો, રોજ અહીં આવે છે; અહીં પાડોશમાંજ રહે છે. કેમ, બ્હેન ?

સુશ્રુ : હા.

નારા : કીકી, દેખાવે કેવોક છે !

જય : બીચારો સસલા જેવો છે. મહેરાં તો એને કુએલો ઉંદર કહે છે.

સુશ્રુ : શું આમ બકબક કરે છે ? જરા તો ભાન રાખ.

તન : પણ એ છે જ એવો ત્હેમાં બીજાનો શો વાંક ?

એટલામાં દાદર ઉપર પગલાંનો અવાજ થાય છે. બધાં દાદર તરફ નજર કરે છે. રમાકાંત અને નવીન મેડે આવે છે.

નવીન શરમાતો હોય તેમ નીચા મોંએ આવે છે અને એક ખુણામાં બેસી જાય છે.

**જય :** નવીનભાઇ, આ મ્હારા કાકા આવ્યા છે.

**નવીન :** એમ કે? બહુ સારું થયું. કયારે આવ્યા?

**જય :** કાલે રાતે. ત્હમારાં કાવ્યો એમને બહુ ગમ્યાં.

**નવીન :** એમ?

**જય :** હા, તે ત્હમને મળવા માંગતા હતા.

નારાયણ એકીટસે નવીન સામે જોયા કરે છે.

**નારા :** હા, અને માફ કરજો પણ મેં ત્હમને ઘણો અન્યાય પણ કર્યો.

**નવીન :** કૈં નહિ, હોય, આપ તો વડિલ છો.

નારાયણ નવીન સામે જુએ છે; જયશ્રી નારાયણ સામે જુએ છે.

**તન :** અન્યાય શું? કાકાએ તો ત્હમને દુનિઆમાંથી રદ કરી નાખ્યા હતા. કેમ જયશ્રી, ખરું ને?

**જય :** હા.

**નારા :** ચાલો, છોકરાંઓ ! ભુલ તો એક વાર બધાં કરે. ને મેં કરી હતી. (સુશ્રુતા ચમકીને નારાયણ સામે જુએ છે.) પણ નવીનચંદ્રભાઈએ મારી........

**નવીન :** અરે, અરે, આપ એવું શું બોલો છો ?

બધાં થોડીવાર ચુપ રહે છે.

**નારા :** મ્હને ત્હમારાં કાવ્યો ઘણાં અસામાન્ય લાગ્યાં.

**નવીન :** અસામાન્ય ? મ્હને તો એ બહુ જ સામાન્ય લાગે છે.

**નારા :** હા. ખાસ કરી આ કૃપાલનું કાવ્ય.

**નવી :** (સાશ્ચર્ય) એમ ? હું ધારું છું કે એ તો એક સાધારણ કાવ્ય છે. કેમ જયશ્રી બ્હેન, ત્હમે શું ધારો છો?

**જય :** હા વળી, તદ્દન સાધારણ છે. એવાં વર્ણનો તો બધી કવિતામાં આવે છે. કેમ નહિ તનુભાઈ ?

**તન ;** હા, એમાં તો કંઈ જ નથી; ઘટના પણ સાધારણ છે.

**નારા:** (જરા ચીઢાઈને) હવે સારૂ. ત્હમે લોક જરા સાંભળશો ?

**નવી :** હાજી, બાકી મ્હને પણ એ વાત સાચી લાગે છે.

નારાયણ નવીન સામે જોઈ રહે છે.

**નારા :** તે હશે. પણ મ્હને એમ નથી લાગતું. જે વખતે કૃપાલ ગુફામાંથી બહાર આવે છે એ વર્ણન......

**જય :** ઓહો, એવું તો બધી અંગ્રેજી કવિતાઓમાં હોય છે, કેમ નહિ નવીનભાઈ?

**નવી :** હાજી, એ આખું વર્ણન એક અંગ્રેજી કવિતાની છાયારૂપ જ છે.

**નારા ;** (એક આંખ નાની કરી) બધું જ?

**નવી :** હાજી, લગભગ બધું.

**નારા :** હું એ જ પુછું છું: લગભગ કે બધું જ? જ્યારે કૃપાલ પોતાની ભાભીને...ચિત્રાને જોઇ ત્યાંથી જવા માંડે છે તે વખતે...(વિચારમાં પડી જતો હોય તેમ અટકે છે.) હું શું કહેતો હતો? હા, તે વખતે એને કંઇક–જરા ન જણાય એવી મહેનત પડતી હોય એમ લાગે છે, એ પણ પેલી અંગ્રેજી કવિતા ઉપરથી આવે છે?

સુશ્રુતા નારાયણભાઈ સામે જોઇ રહે છે.

**નવી :** પણ એવું કૈં આવતું જ નથી.

નારાયણ ગુસ્સે થતો હોય, તેમ પુસ્તક ઉઘાડે છે અને પાન ફેરવેછે.

**નારા :** આ વીસમી લીટીમાં એવું નથી આવતું?

નવીન તે વાંચે છે. બધાં છોકરાંઓ નવીનના ખભા ઉપરથી ચોપડીમાં ડોકીયાં કરે છે.

**નવી :** એમાં એવું કૈં નથી; કેમ તનુભાઇ?

**તનુ–જય :** કૈં જ નથી.

**નારા :** એમ કે? કૈં નહિ; રહેવા દો. હું પણ આવું જ વર્ણન પેલી અંગ્રેજી કવિતામાં છે કે?

**નવી :** ના, જી, જરાતરા ફેર છે ખરો. પણ આપને શું લાગે છે?

**નારા :** કેમ ત્હમને કૈં નથી લાગતું?

**નવી :** ના, જી.

**નારા :** સાચું કહો છો?

**નવી :** હા, જી, જુઠું શા માટે કહું? કેમ આપને શું લાગે છે?

**નારા :** મેં તો કહ્યું. કૃપાલ ત્યાંથી કૈંક મહેનતથી ખસતો હોય તેમ લાગે છે. એ બે લીટીઓ બહુ જ અસામાન્ય છે.

**જય :** પણ કાકાજી ! એમાં એવો એકે શબ્દ ક્યાં છે કે એમાં મહેનત પડતી હોય એવો અર્થ આવે છે?

**નારા :** શબ્દ-હા; ખરું, શબ્દ નથી; પણ આ શબ્દોની ગતિ કેવી ધીરી ધીરી પડી અટકી જાય છે. વધુ શબ્દ તો એકે નથી. શબ્દોની ગતિ અટકે છે એટલે વાચકના વિચારો અટકી જાય છે અને પછી એ જ બાકી રહેલો વિચાર કરવો પડે છે.

**નવી :** ક્ષમા કરો પણ મ્હારી એ ધ્યાન બ્હાર છે.

**જય :** કાકાજી મ્હને તો ખુબ હસવું આવે છે.

**નારા :** તું એ ના સમજે, પણ નવીનચંદ્રભાઈ સમજશે.

**નવી :** હાજી કહો જોઈએ.

**નારા :** ત્હમે તો કવિ છો એટલે હું શું કહું ? પણ હું મ્હારી જાતનો દાખલો આપું. [સુશ્રુતા નારાયણ સામે

જુએ છે. ] હું ન્હાનો હતો ત્યારે ચિત્રો દોરવાનો મ્હને શોખ હતો.

**નવી** : એમ ? ઘણા આનંદની વાત છે.

**નારા** : હા; પણ સાંભળો તો ખરા. એક વખત હું એક દારૂ પીધેલી સ્ત્રીનું ચિત્ર દોરતો હતો. બહુ કરૂણ દર્શન હતું. એક સ્ત્રી—ત્હેને કલાક રહી ફાંસી દેવાની હોય; તેવી સ્ત્રીએ દારુ પીધો હોય અને વધારે દારૂ માટે તે તલસતી હોય, એ પ્રસંગ હતો. મેં કહ્યું તેમ બહુ દુ:ખદ પ્રસંગ હતો.

**સુશ્રુતા** : જો જયશ્રી આ કોઇક જાય છે.

કોઇ ધ્યાન આપતું નથી.

**નવી** : ખરેખર ત્રાસદાયક.

**નારા** : હા. હવે થયું એમ કે તે રહવારે મ્હને એક સર્વાંગ સુંદર અનુભવ થયો હતો અને એ અનુભવનાં તરંગો મ્હારા હૃદયમાં નાચી રહ્યાં હતાં. સાધારણ રીતે તો હું પેલું ચિત્ર તે દિવસે ચીતરત જ નહિ; પણ વીરચંદ શેઠની ઉઘરાણી આવી એટલે મ્હારે તે હાથ ધરવું પડયું. પછી શું થયું જાણો છો ?

**નવી** : ના, જી.

**નારણ** : મેં ચિત્ર પુરું કર્યું; બીજું બધું બરાબર થયું પણ કોણ જાણે અંદર શું આવી ગયું કે જ્યારે જ્યારે ચિત્ર જોઉ છું ત્યારે સ્ત્રી કેદી કરતાં પેલા રમ્ય પ્રસંગનાં સંભારણાં થયાં કરે છે; જાણે મ્હારા હૃદયના તે વખતના ધબકારા અંદર ઉતરી ના ગયા હોય. હવે સમજ્યા ?

**નવી** : હા, જી, સમજ્યો; પણ એવું તો કૃપાલમાં કૈં નથી થયું એની મ્હારી ખાત્રી છે.

**નારણ** : ના, એવું જ નહિ પણ એના જેવું ઘણુ બને છે.

**નવી** : ના, જી, ખરેખર કૈં જ નથી. મેં તો એક સાધારણ વર્ણન ચીતરી કાઢ્યું હતું.

**નારણ** : એમ, ઠીક. [ ઉભો થાય છે. ] ચાલો છોકરાંઓ ! હું જરા બ્હાર જઇ આવું [ નવીનને ] ફરી આવો ત્યારે મળજો.

**નવી** : હા જી, જરુર. ચાલો હું પણ રજા લઇશ.
**નારા** : આવજો.

નવીન જાય છે.

નારાયણ પેલું પુસ્તક ઉઘાડે છે
અને કૃપાલનું કાવ્ય વાંચે છે.

**જય** : કેમ કાકાજી ?
**નારા** : [ વગર સાંભળ્યે ] જુઓ.
**જય** : જાવ, જાવ, બીચારાને આમ શું કરતા હશો ?

નારાયણ જવાબ આપ્યા વગર
અંદર જાય છે. બધાં ત્હેને જતો જોઈ રહે છે.

**સુશ્રુતા** : જયશ્રી, પેલું કોણ જાય છે ?

પડદો પડે છે.

## પ્રવેશ ૨

રમાકાંતના ઘરમાં નવીનચંદ્ર અને રમાકાંત બેઠા છે.

**રમા** : ત્હમને પણ ના સમજાયું ?

**નવી** : ના, હું જરા તરા સમજ્યો તો ખરો.

**રમા** : ત્યારે એ શું હતું ?

**નવી** : નારાયણભાઇ બતાવે છે એ તો બરાબર છે. મ્હને તે વખતે તો સાચું ના લાગ્યું. પણ હવે સાચું લાગતું જાય છે. કૃપાલ ચિત્રા પાસેથી જાય છે ત્યારે જરાક ઢીલ થતી હોય એમ મ્હને પણ હવે લાગે છે.

**રમા** : એમ ?

**નવી** : હા, મેં એ જ જાતનાં મારાં બીજાં વર્ણનો સાથે એ સરખાવ્યું ત્યારે તો એમ ચોક્કસ જ લાગ્યું.

**રમા** : જો એમ હોય તો તો એ બહુ જ ભયંકર કહેવાય.

**નવી** : હા, મ્હને પણ એ જ સાલ્યાં કરે છે; અને મ્હને નવાઇ એ થાય છે કે એમ થવા જ કેમ પામ્યું ? નારાયણભાઇના સિદ્ધાંત પ્રમાણે તો એમ જ નક્કી થાય

મારા મનમાં તે વખતે ભયંકર અનીતિ પ્રવર્તતી હશે.

**રમા** : ત્હમે એમને કહેશો નહિ. પણ એ એમ કહેતા જ તા.

**નવી** : શું ?

**રમા** : કે ત્હમે બહુ ભયંકર માણસ છો.

નવીન જરા ચમકે છે.

**નવી** : હેં ?

**રમા** : હા; પણ અમે બધાંએ હસી કાઢ્યું હતું.

**નવી** : સારું કર્યું. હું ખરેખર એવો નથી. મ્હને લાગે છે કે એવો થવા ઇચ્છું તો પણ હું એવો થઇ ના શકું.

**રમા** : અમે પણ એમ જ કહ્યું પણ એમણે માન્યું નહિ.

**નવી** : તે નારાયણભાઇ એમ જ માને છે કે હું ખરેખર ભયંકર છું, એમ ? [ હસે છે ] નવાઇ જેવી વાત છે.

નવીન કાંઈ વિચાર કરતો હોય તેમ બેસે છે. રમાકાંત ત્હેને જોઈ રહે છે.

**રમા** : [ ન્હોટે સાદે ] નવીનભાઇ.

નવીન જાગતો હોય તેમ રમાકાન્ત
સામું જુએ છે.

**નવી** : કેમ ?

**રમા** : શું વિચાર કરો છો ?

**નવી** : ના, કૈં નહિ.

**રમા** : કૈં નહિ શું ? એવા વિચારો નથી કરવાના, સમજ્યા ? ત્હમને ખબર છે ઘણીવાર તો એવા વિચાર માત્રથી આપણે એવા ના હોઇયે તો થઈ જઇયે છીએ.

**નવી** : હા. તો ? થતા હશું ?

**રમા** : નહિ કેમ ? એમને એમ આપણે ઘણાં કામો કરીયે છીએ. આજે " હું ભયંકર છું " એમ શંકા થાય; કાલે મન એક ડગલું આગળ જાય અને " હું ભયંકર છું " એમ માને અને પરમ દહાડે આપણે તો જાણીયે પણ નહિ ને મન ભયંકર થઈ જાય. ત્હમને ખબર છે પછી તો એ ભયંકરતા જીંદગીને આકર્ષ્યા જ કરે છે.

**નવી** : હવે વળી ત્હારો સિધ્ધાંત નીકળ્યો ?

**રમા** : ના, મારો નથી, એતો સર્વમાન્ય નિયમ છે. આપણે એમ માનીએ કે અમુક કામ આ કારણને લીધે

થયું; પણ ખરૂં કારણ તો કેટલાંએ વરસો પહેલાં શરૂ થયું હોય છે. ખાસ કરી મનની નીતિમાં. એથી જ ઘણી વખત બળાત્કારે મનને અનિષ્ટ વિચારના પ્રેત માત્રથી દૂર રહેવું પડે છે.

નવી : [હસતો હસતો] હશે, ત્યારે જવા દે. નહિતર વળી હું ભયંકર થઇ જઇશ.

રમા : તમે ભલે હસો; પણ એમ જ માણસો ભયંકર થાય છે.

નવીન ઉભો થાય છે.

નવી : સારુ ત્યારે, ચાલ શેતરંજ રમીશું ?

રમા : ના, હું તો જાઉં છું [ઉભો થાય છે.] કાલે આવીશ.

નવી : બસ ?

રમા : મ્હારે કામ છે. સાહેબજી.

રમાકાન્ત જાય છે. નવીન ઓરડામાં આંટા મારે છે; પછી કોચ પર પડે છે. થોડીવારે

નવી: [સ્વગત] ભયંકર! [હસે છે.] કેવો શબ્દ છે? [ઉભો થાય છે. બારીએ જાય છે. વળી કોચ પર બેસે છે.] ભયંકર લોકો પણ જબરા હશે. કૃપાલ ભયંકર નથી; કદાચ–ભયંકર હોત તો વધારે દીપત–

આંખો મીંચે છે અને ઘણી બધી વાર પડી રહે છે; પછી સામેના ઓરડામાં અવાજ થાય છે. નવીન આંખો ઉઘાડે છે ત્યાં અશ્રુ એક કમાડ પાસે ઉભી છે. નવીનની નજર ત્હેના અર્ધ ઉઘાડા વયસ્ક બદન તરફ જાય છે. એક નિપળ નવીન એમ ત્હેને જોઈ રહે છે. પછી સહસા ઉભો થાય છે. ત્હેના અવાજથી અશ્રુ શરીર ઢાંકી દે છે. નવીન જોસભેર ખંડ બ્હાર ચાલ્યો જાય છે

પડદો પડે છે.

## પ્રવેશ ૩

વર્ષો પછી. એક ઓરડાની બારીએ સુશ્રુતા બેઠાં છે. વચ્ચોવચ્ચ શેતરંજી ઉપર ચોપડી વાંચતા નારાયણભાઈ પડ્યા છે. જયશ્રી રૂમાલ ગુંથતી બેઠી છે. પાસે રમાકાન્ત અને તનસુખ શેતરંજ રમતા બેઠા છે.

**સુશ્રુતા :** હવે તો કંટાળી. ક્યારના કોઈ લોક પણ આવતા જતા નથી. જયશ્રી, હજી કેટલીવાર છે ?

**જય :** બ્હેન, હવે બહુ વાર નથી. છેલ્લી જ સાંકળી છે, હમણાં પુરી થશે.

**સુશ્રુતા :** ત્યારે રમાકાંત તમે ચાલો.

**તનસુખ :** બ્હેન, બે મિનિટમાં રમત પુરી થશે. પછી આવીયે છીએ.

સુશ્રુતા કંટાળેલે ચહેરે બારી બહાર જુએ છે. ઓરડામાં રુમાલ અને રમત પુરાં થાય છે અને ત્રણે જણ પાસે આવે છે નારાયણભાઈ ચશ્મા ઉતારે છે અને ચોપડી બંધ કરે છે. ક્ષણવાર બધા ચુપ બેસે છે. અચાનક,

**જય :** કાકાજી, યાદ છે ત્હમે ઘણાં વર્ષો પર અહિં આવ્યા હતા ?

**નારા :** [ ચમકીને ] હા, બ્હેન, કેમ ?

**જય :** અને ત્હમે પેલા કવિને જોવા બોલાવ્યો હતો ?

**નારા :** તે હજી અહિં જ છે કે ?

**જય :** તે તો ખબર નથી પણ એક બહુ વિચિત્ર વાત બની હતી.

**તનસુખ :** વિચિત્ર કેવી ? ભયંકર.

**નારા :** કેમ શું થયું હતું ?

પળવાર કોઇ બોલતું નથી.

**જય :** ત્હમને પેલી કૃપાલની કવિતા યાદ આવે છે?

**નારા :** [હોઠ દાબી બોલતો હોય તેમ] બરાબર યાદ નથી; કૈંક ધીરી ધીરી અટકી જતી બે લીટીઓ આવતી હતી ખરું ને? તે જ કેની ?

**જય :** હા, એ જ. બધાં કહે છે એને એવું જ થયું છે.

**નારા :** શુ થયું હતું ?

**તન :** એને ત્યાં એની ભાબી રહેતી હતી. જયશ્રી, એનું નામ શું ?

**જય :** એટલે તો એમ કે આપણે એક શબ્દ બોલીયે તેટલામાં પણ સામા માણસમાં સારાં નરસાં અનેક બીજ રોપી દઇયે છીયે.

**રમા :** હાસ્તો. માણસનાં સારા નરસાં કામોના ખરા ચાલક તો કોણ જાણે કોણ હોય છે. કદાચ નારાયણભાઇ અહિં આવ્યા ના હોત તો નવીનની જીંદગી સાવ જુદી જ થાત.

**જય :** હેં ? ખરી વાત ?

જયશ્રી ઉભી થાય છે.

**નારા :** કેમ ?

**જય :** હું તો ગભરાઇ ગઇ છું. દુનિયામાં આમ તો કેટલાંને દુઃખી કરીશું ? નવીનને પણ આપણે જ દુઃખી કર્યો. ને બીચારી અશ્રુ !

**નારા:** અરે, નારે, એતો એવો ભયંકર હતો જ. મ્હારી ખાત્રી છે; એવું જ હોય છે.

**સુશ્રુતા :** જયશ્રી, આ, જો તો ખરી એ લોકો જ જાય છે—પેલો કૃપાલ ને અશ્રુ.

તનસુખ બારીએ જાય છે.

તન : બ્હેન, બ્હેન! કોઇ નથી. શું છે એમકાંત? આપણે આવી વાતો કરવી ન જોઇએ; નહિ તો કૈંનું કૈં થઇ જશે.

જ્યાં સુશુના પાસે દોડી આવે છે
નારાયણ ઉતાવળે અંદર જતો રહે છે.

રમા : [સ્વગત] નારાયણભાઇ કેમ આમ જતા રહ્યા? કૃપાલનો પકડાયો અહિંયે શું ઉતર્યો હશે એમ? ઇશ્વર!.........

પડદો પડે છે.

## પાત્રો:

નટવર.... .... .... .... .... ....મંદાકિની
પ્રદ્યુમ્ન.... .... .... .... .... .... ....રક્ષા
ડાક્ટર. .. .... .... .... .... .... ....મેના
વસન્ત.... .... .... ....વેણુકા

## પ્રવેશ ૧

સ્થળ: નટવરલાલનું દીવાનખાનું
સમય: એક રવિવારની સવાર. નટવર પ્રદ્યુમ્ન અને મંદાકિની બેઠાં છે. પ્રદ્યુમ્ન હમણાં જ મુસાફરી કરી આવ્યો હોય તેમ જણાય છે.

**પ્રદ્યુમ્ન:** અલ્યા ગયે ઉનાળે હું આવ્યો ત્યારે તો તું લ્હેર કરતો હતો.

**નટવર:** હા, છતાં આ ઉનાળે સ્થિતિ જુદી છે. એ લ્હેર કરવાના દિવસો હવે વહી ગયા.

**પ્ર:** એવું શું છે?

**ન:** [મંદાકિની તરફ હાથ કરતો] આ સ્ત્રીઓનો જ પ્રતાપ તો, બીજું શું? એ લોક જ્યાં જાય ત્યાં કંઇક નવા જુની કર્યા વિના તો રહે જ નહિ. સ્ત્રીજાતિએ પુરુષોને જેટલા હેરાન કર્યા છે તેટલા કોઇએ નહિ કર્યા હોય.

**પ્ર:** કોણે, ભાભીએ આ બધું ઉભું કર્યું છે એમ?

**ન:** એ કંઇ એકલી સ્ત્રી છે. અહિં તો હવે બધે જ ત્રિયારાજ્ય બેઠું છે. અત્યાર લગી ઘરમાં તો હું સ્ત્રીનો ગુલામ હતો જ પણ હવે તો આફીસમાં પણ સ્ત્રીનો અમલ ચાલે છે.

પ્ર: હું કૈં સમજ્યો નહિ.

ન: એમાં સમજવાનું નથી; વેઠવાનું છે. અમારા શેઠ ફરીવારના પરણ્યા છે અને હવે પસ્તાય છે.

પ્ર: કેમ?

ન: કેમ શું? પરણતા પહેલાં તો શેઠ સ્ત્રી, સ્ત્રી કરતા હતા. એમને મન કે એમના સોનેરી પીંજરામાં એ પંખી પુરાઈ રહેશે ને ત્યાં બેઠું બેઠું એનું મધુર ટહુક ટહુક કરશે; પણ એ તો એમના માથે છાણાં થાપે છે એટલે હવે પસ્તાય છે..

પ્ર: પણ ત્હેમાં ત્હારે શું?

ન: કારણ એનું રાજ્ય એમના ઘરમાં જ નથી પુરૂં થતું. બહારનો વહીવટ પણ એણે હાથ કરી લીધો છે.

પ્ર: એમ! સ્ત્રી વહીવટ કરે એ તો નવાઈની વાત.

ન: અરે, નવાઈની વાત શું? એ જાતે જ નવાઈ છે. ગજબ છોકરી છે. માનીશ, અહિંના બધા વેપારીઓને પાણી ભરાવે છે. એક અડસટ્ટો ખોટો ન પડે. કોણ જાણે વેપારી હિસાબ પણ ક્યાંથી શીખી આવી છે!

પ્ર: તેં પૂછ્યું નહિ?

ન: પુછ્યું તો હતું જ; પણ કહે કે "નટવરલાલ કામ, કામને શીખવાડે છે. ત્હમે પણ ધ્યાન દઇને કામ કરો તો ત્હમને પણ એ બધું આવડે."

પ્ર: હત્તારી ત્હને ધબ્બો માર્યો.

ન: એ કૈં નવાઇનો ધબ્બો ન્હોતો, ભાઇ, એવા ધબ્બા તો રોજ પડે છે; ને બધાને. એના આગળ કોઈ જ ડાહ્યું નહિ. બધાની ભુલ કાઢે. મ્હારા એકલાની ઓફીસમાંથી દસ જણે તો રાજીનામાં આપ્યાં. પેલો બુઢ્ઢો કેશીઅર, બીચારો આજ વીસ વરસથી ગુલામી ખેડતો હતો. ત્હેને દસમે દહાડે જ નાળીએર આપ્યું. ને કોને ક્યારે જવું પડશે એની કોઇને ખબર ન પડે. સાંજે ઘેર આવીએ ત્યારે દહાડો રળ્યા.

પ્ર: પણ એક સ્ત્રી તે વળી કેટલું કામ કરી શકે કે ત્હમે મરદોનું લશ્કર આમ હારી જાઓ છો ? એ તો થોડા દહાડા ધમપછાડ કરશે, પછી બધું શાંત પડશે. સ્ત્રીઓ તો તારાઓ પેઠે ચમક્યા કરે. એની વળી આવડી બ્હીક શી ?

ન: ઉંહ ત્હને નથી ખબર. એ અઢાર વર્ષની છોકરી નવનેજાં પાણી ઉતારે છે. એ તો તારાઓ પેઠે ચમકે પણ છે અને પ્રચંડ સૂર્ય પેઠે તપે પણ છે.

**પ્ર :** અરે, પણ એનું શરીર જ કેટલુંક ચાલે ? સર્જાઇ ત્યારથી જતન કરી જળવાએલી અને સૈકાઓથી આરામ અને લાડમાં ઉછરેલી સ્ત્રીનું કોમળ શરીર બ્હેતરું વળી કેટલું વેઠી શકે ?

**મંદાકિની :** પ્રદ્યુમ્નભાઇ તો હજી એવા ને એવા કવિ જ રહ્યા.

**પ્ર :** ત્યારે શું એ ખરું નથી.

**ન :** તદ્દન ખોટું છે. તું, હું તો શું પણ મીલનો મજબુત કામદાર શરીર કસે છે તે કરતાં એ વધારે જહેમત કરે છે. એ ઘોડે બેસે છે, ટેનીસ રમે છે, ચંટી ફેરવે છે; દસ વીસ માઇલ ચાલી શકે છે અને મીલના સાંચા ફેરવવા હોય તો તેમાં પણ ના તો ન જ કહે. તું શું વાત કરે છે ? એક દહાડો અહિંથી ચારેક માઇલ દૂર એમનો વર્કશો છે ત્યાં એ ગયાં હતાં. રાતે આઠ વાગે એમને ટેલીફોન મળ્યો કે મીલના મકાનનો એક ભાગ સળગી ગયો છે. તેં એ ગામ જવાનો રસ્તો જોયો હોય તો દિવસે જવાની તું ના પાડે. એવું વેરાન છે કે ભરી બપોરે બ્હીક લાગે. પણ એ તો તરત ઘોડેસ્વાર થઇ નીકળ્યાં ને અમારા ઇજનેર સાહેબ અહિ જ હતા પણ

પ્ર : તું એકાદ વાર્તા લખી કાઢ, નટવર. આ બધું વાર્તાને શોભે એવું છે.

ન : એવું જ છે. તું માનીશ ? મેં તો બેચાર જ લાકડાં ગબડાવ્યાં હતાં છતાં મ્હારે ત્રણ દિવસ ટરપીન્ટાઈન ઘસાવવું પડ્યું ને એ ભેરવી તો જાણે ગુલાબનાં ફુલોની ગાદીમાંથી ઉઠી હોય તેમ બીજે દહાડે હસતી રમતી ફરતી હતી.

પ્ર : આવી મજબુત સ્ત્રીને હું તો ન પરણું. તે ભાભી, ત્હમારી સ્ત્રીઓમાં તો એ મ્હોટી પડછંગ પુરુષ જેવી લાગતી હશે. નહિ ?

મં : પ્રદ્યુમ્નભાઇ ત્હમે એમને જોયાં નથી એટલે આમ કહો છો બાકી જુઓ તો...

પ્ર : જોઉં તો શું ?

મંદાકિની જવાબ નથી આપતી.

ન : તો શું, બધા પેઠે તું પણ દિવાનો થઈ જાય. જા, બાપુ ત્હારાં સારાં નશીબ છે કે તેં એને જોઇ નથી. જેણે એને જોઈ છે એ બધાને તપ કરવાં પડે છે. ને

મ્હારા તો પુરા ભોગ છે. મ્હારે તો રોજ એને જોવી, રોજ મળવું, સાથે બોલવું. બેસવું ને છતાં...

મં: કેમ, ત્હમે તો કહેતા હતા કે પરણવું હોય તો એને ન પરણો.

ન: હા, એ પણ ખરૂં છે.

પ્ર: કેમ?

ન: કારણ હું એને લાયક નથી.

પ્ર: કોઇ પણ પુરુષને પોતાની જાતે આવું કહેતો મેં હજુ સાંભળ્યો નથી. પણ એ એવી તે કેવીક છે કે ત્હમે લોક આટલાં વખાણ કર્યા કરો છો?

ન: અલ્યા હવે ત્હારૂં આવી બન્યું લાગે છે. ભલા માણુસ, શા સારૂ ત્હારી સુખી જીંદગીને હાથે કરી દુ:ખી કરે છે? ઇતિહાસની કલીઓપેટ્રાથી આ ચઢી જાય એમ છે; તેં પેલી દરીઆઇ સુંદરીઓની વાત નથી સાંભળી?

પ્ર: ત્હમે લોકે મ્હને બનાવવાનો વિચાર કર્યો છે; ખરૂંને, ભાભી?

મં: ના, ખરી વાત છે. એમાં ખોટું કંઇ જ નથી.

નટવર ઉભો થાય છે ને દિવાલ ઉપરથી
એક છબી લઈ પાછો આવે છે.

ન : લે ન માનતો હોય તો આ જો.

પ્ર : [ઉભો થઇને] આ તો ઇંદુભાઇની રક્ષા.

મં : ત્હમે એમને ઓળખો છો ?

પ્ર : હા, નટવર. આ ત્હારી શેઠાણી ?

ન : અલ્યા, એમને તું કયાંથી ઓળખે ?

પ્ર : હું-હું-હું ઇંદુભાઇની પડોશમાં જ રહેતો હતો. એ તો ઇંદુભાઇની દીકરીને ?

ન : હા, ગઈ સાલ જ અમારા શેઠને પરણ્યાં.

પ્રદ્યુમ્ન છબી તરફ મીટ માંડી જોઈ રહે છે.

પ્ર : પણ રક્ષા શું આવી બેનમુન થઇ છે ?

ન : કેમ, પહેલાં આવી ન્હોતી ?

પ્ર : ના, આકર્ષક તો હતી જ, પણ આવી અદ્દભુત થશે એમ કોઇએ ધાર્યું ન્હોતું. [થોડી વાર પછી] નટવર એ સુખી છેને ?

ન: એટલે ?

પ્ર: એટલે શું ?

ન: જો એમ છે. એના સંબંધમાં આપણા બધા સિદ્ધાંતો નકામા પડે છે. સુખની એકે વ્યાખ્યા એ ઘર માટે ટકી શકે એમ છે જ નહિ.

પ્ર: મ્હને સમજ નથી પડતી. શું ત્યારે એ દુઃખી છે ?.........

ન: અરે ભલા માણસ, આટલો ઉતાવળો શું કામ થાય છે ? મ્હારૂં કહ્યું સમજતો ખરો. હું તો કહેતો હતો કે એના બધા સિદ્ધાંતો નવા છે.

પ્ર: પણ એ સાચા છે ?

ન: એ સાચા છે કે ખોટા એ મ્હને તો સમજાતું નથી. મેં તો એટલું જોયું કે આપણે જેને સુખદુઃખ કહીએ છીએ એ તો એના હિસાબમાં જ નથી.

પ્ર: ત્યારે એના હિસાબમાં શું છે ?

ન: એ તો કોણ જાણે; અને એ પુછવાની આપણી તો હિંમત પણ નથી.

પ્ર: ત્યારે ત્હારા શેઠ જોડે એનો સંબંધ કેવો છે?

ન: કેવો એટલે?

પ્ર: બેઉ સુખી છે?

ન: પાછું ત્હારૂં સુખ આવ્યું.

પ્ર: નટવર, તું સીધો જવાબ આપ. બોલ, એ સુખી છે કે નહિ?

ન: અરે, પણ હું શું જવાબ આપું? એ બોલે છે, ચાલે છે, હરે છે, ફરે છે......

પ્ર: મ્હારે એ નથી જાણવું, એ તો એના નોકરો પણ કરતા હશે.

ન: ત્યારે?

પ્ર: શું માણસ દેખીને જ કહી ન શકે કે એક સ્ત્રી સુખી છે કે નહિ.

ન: સ્ત્રી? હા, પણ આ સ્ત્રી નથી.

પ્ર: એની અને શેઠની વચ્ચે પ્રેમ છે કે નહિ?

ન: પ્રદ્યુમ્ન, પ્રેમ પેલા સુખ જેવો જ વિષય છે. બરાબર એક વરસ પહેલાં હું પણ બીજા લોક વિશે

આવા જ સવાલો પુછતો હતો, પણ આ બાઇએ મ્હને જુદાં જ ચશ્મા પ્હેરાવ્યાં છે. તું પુછે છે કે પ્રેમ છે કે નહિ. વારૂ; પણ કહે, પ્રેમ હોય તો શું થાય ને પ્રેમ ન હોય તો શું થાય ?

પ્ર : તું તો ગાંડા ગાંડા સવાલ પુછે છે; આ મંદાકિની ભાભી માટે ત્હને પ્રેમ છે કે નહિ ?

ન : વારૂ, મ્હને પ્રેમ છે કે નહિ એની કોઇને કેમ ખબર પડે છે ?

પ્ર : કેમ શું ? ત્હારી રીતભાત, ત્હારી વાતચીત, ત્હારી અંદરની લાગણી......

ન : જો પાછો. તું એવી ન દેખાય એવી વસ્તુને અંદર ના લઈ આવ. હં, રીતભાત, પછી ?

પ્ર : તું તો બેવકુફ છે. [ મંદાકિનીને ] ભાભી ત્હમે કહો, એ લોકો સુખી છે ખરાં ? હું ખરેખર જાણવા માગું છું.

મં : પણ એ કહે છે તે ખરૂં છે.

ન : જો પ્રદ્યુમ્ન, આ વાતમાં હું કંઈ મશ્કરી નથી કરતો, એની વાતચીત, અને રીતભાત, એકમેક માટે લાગ

કરવાની વૃત્તિ—અરે તું કહે છે તેમ પ્રાણ પાથરવા સુધીની તૈયારી એ બધાં પ્રેમનાં લક્ષણ છે ખરૂં ને?

**પ્ર:** હા.

**ન:** ત્યારે આ બાઈ એના પાળેલા સીતારામ બીલાડાથી માંડી, હરિ ઘોડો, એના નોકરો. હું, એની મીલનો મેનેજર અને એના પતિઃ બધા જોડે એ પ્રમાણે વર્તે છે. ત્હારી વ્યાખ્યા પ્રમાણે તો એ બધા ઉપર એને પ્રેમ હોવો જોઇએ.

**પ્ર:** પણ પ્રેમપ્રેમમાં ફરક હોયને?

**ન:** જો, એક વાત કહું. એક દહાડો હું અને મંદાકિની એમને મળવા ગયાં હતાં. એ અંદરના ઓરડામાં હતાં. અમે જતાં હતાં એટલામાં એટલે કોઈ કારકુન મળ્યો તે હું વાતે રોકાયો એટલે મંદાકિની આગળ ગઇ, પણ એ તો તરત પાછી આવી દૂર ઉભી રહી. કારકુનને પતાવી મેં પુછ્યું: "કેમ?" ત્યારે એણે કહ્યું "અંદર હમણાં નહિ જવાય." પછીથી ધીરેથી ઉમેર્યું "અંદર શેઠ શેઠાણી એકલાં બેઠાં છે."

અમે અર્ધો કલાક બ્હાર બેસી રહ્યાં. એટલામાં શેઠ તો બ્હારથી આવ્યા. એણે મ્હારી સામે જોયું ને

મેં એની સામે જોયું. અમને ભય લાગ્યો કે અંદર કોઇ બીજો પુરૂષ હશે

પ્ર : પછી ?

ન : પછી શું શેઠની પાછળ પાછળ અમે ગયાં ત્યારે એણે કહ્યું: "ત્હમે આટલા મોડા કેમ આવ્યા ? આ મેના બ્હેન બે કલાકથી બેસીબેસી થાકી ગયાં."

પ્ર : પણ...

ન : ના, ભાઈ ના, પણ કૈં નહિ. પછી અમને મેનાએ કહ્યું કે એ તો સીતારામ બીલાડા જોડે રમતી હતી. સાળો, નસીબદાર, બીલાડો.

મં : ચાલો, હવે આપણે આની આ વાત ક્યાં લગી કર્યાં કરીશું ? પ્રદ્યુમ્નભાઇ બીચારા થાકીને આવ્યા હશે.

મંદાકિની ઉભી થાય છે. પ્રદ્યુમ્ન છબી જોતો બેસી રહે છે.

ન : કેમ અલ્યા, હજી ત્હારી મૂર્છા નથી ઉતરી ? પણ ચાલ, હવે જરા તું આરામ લે.

પ્રદ્યુમ્ન ઉત્તર નથી આપતો. મંદાકિની અને નટવર બ્હાર જાય છે.

પ્ર : [સ્વગત] રક્ષા–તું ?

જાણે ભૂતદૃશ્યો જોતો હોય તેમ જોઈ રહે છે.

પડદો પડે છે

## પ્રવેશ ૨

બપોર. નટવર મીલની ઓફીસમાં કામ કરતો બેઠો છે; એટલામાં સીપાઈ આવે છે અને એક કાર્ડ આપે છે. નટવર તે લે છે અને બોલે છે.

ન: [ સ્વગત ] પ્રદ્યુમ્ન ! અહિં શા માટે આવ્યો ? [ સીપાઇને ] જા મોકલ.

સીપાઈ જાય છે;અને પ્રદ્યુમ્ન દાખલ થાય છે.

કેમ, અલ્યા, તું કયાંથી ?

પ્રદ્યુમ્ન બેસે છે નટવર જરા અસ્વસ્થ થાય છે.

પ્ર: મ્હારે એને નજરે જોવી છે.

ન: પણ ભલા માણસ, મ્હને પુછવું તો હતું. કોઇ ણ માણસ અહિં વગર કામે આવી એમના માણસોનો ખત બગાડે એ એમને જરાયે નથી ગમતું.

પ્ર: હા, મ્હને ખબર છે; ભાભીએ મ્હને કહ્યું હતું પણ મ્હારાથી ન રહેવાયું એટલે આવ્યો.

ન: પણ એમને જોવાના તો બીજા ઘણા પ્રસંગો મળશે; હાથે કરી મ્હારી રેવડી દાણેદાણ શા માટે કરે છે? ત્હને ખબર નથી. અહિંઆ તો મિનિટોનો હિસાબ રખાય છે.

પ્ર: એ હશે પણ હું શું કરૂં ?

ન: પણ ત્યારે ત્હારે ચીઠ્ઠી લખવી હતી તો મુલાકાત આપતે. ગામનો ધોબી પણ એમ એમને મળી શકે છે.

પ્ર: ના પણ મ્હારે એને જણાવવું જ નથી કે હું અહિં છું.

ન: તે શું તું એમ માને છે કે તું અહિ છે એમ ખબર પડે તો એ ત્હને લઇ જાય, એમ? તું હજી એમને ઓળખતો નથી; પ્રદ્યુમ્ન [એથી ધીરે] એ હવે ઇંદુભાઇની રક્ષા નથી; હવે તો લાખોપતિ રક્ષાસુંદરી છે !

પ્ર: નટવર, મ્હારે ત્હારી જોડે ચર્ચા નથી કરવી. જો, એ ન જાણે તેમ મ્હારે એને જોવી છે, અને ત્હારે બતાવવી પડશે.

ન: અરે, પણ એમને ખબર પડે તો મ્હારું શું ત્હેનું તેં કે વિચાર્યું કે નહિ ? આપણે તો નિર્દોષ રમત

કરતા હોઇએ પણ એ તો કેં કે આરોપ મુકે ને મ્હારે તો મોં બતાવવું પણ ભારે પડે.

પ્ર : પણ, નટવર, એને એની ખબર પડશે જ નહિ.

ન : અરે, પણ ધાર કે ખબર પડી તો શું ? પછી મ્હારું શું ?

પ્ર : ખબર પડી તો ત્હને કૈં નહિ થાય,, જા.

ન : વાહ, જાણે મોગલ શાહેનશાહે સહીસીક્કો આપ્યો "જા, કોઈ નહિ પુછે." ભલા માણસ, ત્હારે આ બધી પારકી પંચાતમાં પડવાનું શું કામ ?

પ્ર : નટવર, મ્હારામાં વિશ્વાસ નથી, ત્હને કૈં જ નહિં થાય. અને પ્હેલું તો મ્હારેજ એને જણાવવું નથી. ચાલ, હવે મ્હને લઇ જા, જોઉં. એ કયાં હશે ?

ન : ના, હું લઇ તો કયાંય જવાનો નથી. ત્હારું નસીબ હશે તો અહિં આવી ચઢશે.

પ્ર : પણ મ્હારે નસીબ નથી અજમાવવું. મ્હારા નસીબમાં મ્હને હવે શ્રદ્ધા જ નથી. અહિં એ કોઇવાર આવે છે ખરી ?

ન : એનું કૈં કહેવાય નહિ; પણ હું તો એટલું જ કહી શકું: આ માઇલો સુધીની જમીનમાં એણે આ પાસેની ત્રણ–ચાર ફુટની નાની ઓરડી મ્હને આપી છે એટલી ખાનગી છે. બાકી બધે એ જાય છે. તું ત્યાં બેસજે ને પડદો વાળી જરા જોઇ લેજે; પણ ભાઈ સાહેબ, ઇશ્વર ખાતર વધારે લોભ ના કરીશ. નહિ તો મ્હારું આવી બન્યું જાણજે, હો.

પ્ર : વારુ, વારુ, નટવર તું ચિંતા ન કરીશ. પણ દોસ્ત, તું કૈં એવી યુક્તિ કરની કે અહિં એને આવવું જ પડે.

ન : સ્વાર્થને આંખ કયે દહાડે હોય છે? ભલા આદમી, અહિં એ ક્યારે આવે છે એ ત્હને ખબર છે? જ્યારે મ્હને કૈં ઠપકો આપવો હોય ત્યારે.

પ્ર : ત્યારે આટલી બધી ધમાલ શાનો કરતો હતો. ત્યારે તો કદાચ પંદર દિવસ સુધી પણ એ અહિં નહિ આવે.

ન : ના, ભાઇ ના, દહાડામાં બે વાર નહિ આવે એમ કોણે કહ્યું?

એટલામાં બ્હાર પગરવ વધે છે. ને લોકો ઉતાવળેઆમતેમ દોડી જતાં હોય એવું લાગે છે.

ચાલ, ચાલ, તું અંદર જતો રહે. એ જ આવ્યાં. ને એઈ, મહેરબાની ખાતર યાદ રાખજે હં, પણ ચાલ ઝટ કર.

પ્રદ્યુમ્ન પડદાવાળી ઓરડીમાં જાય છે ને નટવર પડદો સમો કરી આવી ખુરશી પર બેસે છે. જરાવારે રક્ષા પ્રવેશ કરે છે. એના હાથમાં થોડાક કાગળો છે. નટવર ઉભો થઈ સલામ કરે છે.

રક્ષા : બેસો. [ બેઉ બેસે છે. ] ત્હમે શેઠ પાસે હવે નથી જતા એ મ્હને ઘણું ગમ્યું. રોજના સાત કલાક લેખે ત્હમને મહિને દિવસે સાતસો રૂપીઆ મળે છે. એટલે ત્હમે શેઠ જોડે રોજના ત્રણ કલાક નકામી વાતમાં બગાડો તો વેપારમાં મહિને ત્રણસો રૂપીઆનું નુકશાન થાય. ત્હમારે એ ૧૮૯ કલાકની મિનિટે મિનિટ કે ને કે રૂપમાં ભરપાઇ કરી આપવી જોઇએ.

ન : હા, જી. એમ કરવા હું પ્રયત્ન કરીશ.

**રક્ષા :** તો હું ઘણી રાજી થઇશ. પણ દરમ્યાનમાં તો મ્હારે ત્હમને થોડોક ઠપકો પણ આપવો પડશે. [ એક કાગળ લઈ ] હું માનું છું કે આ ચેક પર સહી ત્હમે કરી છે.

**ન :** શેઠના કહેવાથી......

**રક્ષા :** હા, મ્હને ખબર છે. એ નાણાં બદલ આપણે ત્યાં માલ જમે આવ્યો નથી. અને બીજા વેપારીઓના કરતાં આના ભાવ વધારે છે છતાં એને શા મેળે ઓર્ડર મળ્યો છે તે સમજાતું નથી. શેઠ જો મનોરભાઇને મદદ કરવા માંગતા હતા તો ખાનગી ખરચમાંથી શેઠ પાસે ત્હમારે એ અપાવવી જોઇતી હતી. ત્હમે આ ભુલ કરી છે. આમને આમ તો વેપારમાં કશું જ રળતર થાય નહિ અને કદાચ ત્હમને ખબર નહિ હોય એથી ત્હમે બધાએ સરકારનો પણ ગુન્હો કર્યો છે.

**ન :** સરકારનો ?

**રક્ષા :** હા, કારણ આથી આપણને વીસ હજાર રૂપીઆ નફો ન થયો; એટલે એટલા પ્રમાણમાં સરકારને ઇન્કમટેક્ષ પણ ઓછો મળશે. જો દરેક વાતમાં આવું

થાય તો સરકાર તો એક પૈ પણ પામી શકે જ નહિ અને બધા જ સરકારને સ્હેલથી છેતરી જાય.

ન : હા, એ વાત મ્હારી ધ્યાન બ્હાર જ ગઇ.

રક્ષા : તો હવે સરૂત રાખજો. વારુ, આજ કૈં સહીના કાગળો છે?

નટવર ઉભો થાય છે, અને થોડાક કાગળો રક્ષાની આગળ મુકે છે. રક્ષા તે પર સહી કરવા માંડે છે. એટલામાં નટવરની નજર સામેની ઓરડી તરફ જાય છે. ત્યાં પ્રદ્યુમ્ન લગભગ બ્હાર ઉભેલો હોય છે. નટવરના કપાળ પર કરચલી પડે છે. પ્રદ્યુમ્ન તરફ તે ડોળા કાઢી રહે છે. રક્ષા સહી કરતી અટકી જાય છે ત્યાં નટવરને ડોળા કાઢતો અને પડદાવાળી ઓરડી તરફ નજર કરતો જુએ છે; અને રક્ષાની નજર તે તરફ જાય છે. ત્હેના હાથમાંથી પેન પડી જાય છે; ને કાગળ પર ડાઘો પડે છે. અર્ધ ક્ષણ તે પ્રદ્યુમ્નને જોઈ રહે છે, પણ જરાક વારમાં તે નજર ફેરવી લે છે. કાગળ પર પડેલો ડાઘ જુએ છે ને તે ઢાંકી દે છે.

જાય છે.

**ન :** આ પ્રદ્યુમ્ન પાસે પણ કૈં ઈલ્મ લાગે છે ખરો. એ શું હશે? [વિચાર કરી] ના, ના. એવું તો ન હોય! કોણ જાણે શું હશે!

પડદો પડે છે.

## પ્રવેશ ૩

સમય: રાત્રિ. આકાશમાં પૂર્ણિ-
માનો ચંદ્ર પ્રકાશે છે. વિસ્તરતા બગી-
ચાના ફુલોની મહેકતી સુગંધ ચારેગમ
પ્રસરી રહી છે. જાણે જગતને યૌવન
સાંપડયું હોય તેમ કુદરત વિલસે છે.
દૂરના વૃક્ષ પરથી કોઈ પંખી વિરહનું
ગીત ગાતું હોય તેમ કરુણ સરોદે બોલે
છે. એક ઓરડામાં વિશાલ ટેબલ પર
વિજળીનો દીવો બળે છે; પાસે કાગળોના
ચોડા પડયા છે અને નીચા મ્હોંએ રક્ષા
કામ કરે છે. થોડીવારે તે અટકી જાય છે;
અને કૈંક વિચારમાં પડે છે ઘડી પછી
કલમ ફેંકી દે છે; ઉભી થાય છે; ને
ગેલેરીમાં જઈ ઉભી રહે છે.

રક્ષા : રાત્રિ કેટલી બધી સુંદર છે!

ત્હેનું હૈયું નિશ્વાસથી જરા નીચુ
પડે છે. અને દૂર કલ્પનાનો કોઈ પ્રદેશ
હોય અને ત્યાં જવું હોય દૂર
દિશામાં જોઈ રહે છે. થોડીવારે

આવી તો કેટલીયે રાતો ઉગતી હશે; પણ મ્હારે તો એ બધી નકામી છે.

જાણે દીલગીર થઇ જતી હોય તેમ એક ઇઝીચેર પર પડે છે. ચંદ્રનું અજવાળું ત્હેના ડાબા હાથ પર પડે છે. રક્ષા તે જુએ છે ને સહસા ચમકી ઉઠે છે.

મ્હારૂં શું આટલું બધું રૂપ છે ? કામની ધમાલમાં મેં તો કોઇ દહાડો જોયું પણ નહિ. આટલા ટુંકા વખતમાં મ્હારૂં શરીર પણ કેવું વધી ઉઠ્યું. [ડાબા હાથ પર જમણા હાથની આંગળીઓ ફેરવતી ] હાથ પણ કેવા ઘાટીલા થયા છે...[ અજાણે છાતી તરફ નજર કરે છે વળી ઉંડા વિચારમાં પડી જાય છે–થોડી વાર પછી] પાછો એ નો એ સવાલ : प्रियेषु सौभाग्यफला हि चारुता–"ભોક્તા વીણ કલા નહિ."

મુંઝાતી હોય તેમ ઉઠી થાય છે ને ગેલેરીના કઠેરા પર હાથ મુકી ઉભી રહે છે.

આ સત્તા ને વૈભવ બધું જ શુષ્ક છે. કોઇ માયાવી શક્તિથી દુનીઆં બે વર્ષ પ્હેલાં હતી તેવી થઇ જાય તો

કેવું સારૂં ? પછી આ રમણીય રાત્રિ કેવી સુખી જાય... વસુંધરા ત્હારી દૈવી શક્તિઓ શું ખુટી ગઇ છે ? ફક્ત એક પળ માટે કોઈ યોગી મહંત પણ નથી જડતો કે વખતના ચક્રને ફેરવી દઉં !

થોડા વાર પછી અંબોડો છોડે છે ને વાળ જોડે રમત કરે છે.

આ વાળ પણ કેટલા સુંદર છે ! એકેક વાળ......

એટલામાં ટેબલ પર મુકેલી ઘડી પર એક ટકોરો થાય છે. રક્ષા સ્વસ્થ થાય છે; વસ્ત્ર સમાં કરે છે ને એક બટન દાબે છે. જરાવારમાં બારણું ઉઘડે છે ને એક પુરૂષ પ્રવેશ કરે છે. અંદરના ખંડમાં ટેબલ પાસેની ખુરસી ખાલી જોઇ નવાઈ પામે છે અને ચારેગમ જુએ છે.

ર : [ગેલેરીમાંથી] હું અહિં, છું ડાક્ટર ! મ્હને આજે ઠીક નથી.

રક્ષા ખંડમાં જાય છે અને ખુરશી પર બેસે છે.

ડા: [સચિંત] ઠીક નથી! કેમ બાઇ સાહેબ, આજની નોંધ તો તદ્દન બરાબર છે. કૈં જ નથી. પછી એમ કેમ!

ર: હા, કૈં અસામાન્ય નથી. છતાં કોણ જાણે કેમ સખત માથું દુઃખે છે.

ડા: એસ્પીરીન આપું? એસ્પીરીનની બે ગોળી લેશો તો તરત ફેર પડશે.

ર: હા લાવો એથી હૃદય નબળું પડે છે, ખરું ને!

ડા: હાજી, કંઇ ધીરું પડે ખરું, પણ ફીકર જેવું...

ર: ના, મ્હારે એ જ જોઇએ છે. મ્હારે હૃદય ધીરું જ પાડવું છે. લાવો, જોઉં.

ડાક્ટર ગોળી અને પાણી આપે છે.
રક્ષા ગોળી ગળી જાય છે.

ડાક્ટર, આજે હું ટેમ્પરેચર નથી લેવાની; ને શરીર પણ તપાસવું નથી.

ડા: પણ.....

ર: ના, મ્હને કૈં નહિ થાય.

ડા: ભલે, પણ રાતે હું પાછો તપાસ કરી જઈશ.

ર : ના, ના, કંઈ જ જરૂર નથી. ઉંઘ આવશે એટલે બધું શમી જશે, ડાક્ટર ઉંઘમાં બધાં દરદ શમી જાય છે, એનું શું કારણ ?

ડાક્ટર : કારણ કે મગજતંતુઓ......

રક્ષા : મગજતંતુઓ શાના ? કારણ કે ઉંઘમાં માણસ ચાહે તેમ કરી શકે છે. ડાક્ટર ! ગરીબ લોકો ઉંઘમાં તવંગર થાય છે માટે જાગતાં ગરીબાઇ નીભાવી લે છે. બસ સાહેબજી !

ડાક્ટર સલામ કરી બ્હાર જાય છે.

[ સ્વગત ] ડાક્ટર, "કંઈ નથી" કહે છતાં હૃદયનો રોગ સતાવે એ કયું ? આ વિજ્ઞાન સાવ નકામું છે. મ્હારા જેવી સ્ત્રીની એક સાદી મનોકામના પૂર્ણ કરી ન શકે એ વિજ્ઞાન શા કામનું ?

થોડીવાર પછી એક બટન દાબે છે
અને એક સ્ત્રી હાજર થાય છે.

વેણુકા, મ્હારે આ સાદાં વસ્ત્ર નથી જોઇતાં. એ બહુ ખુંચે છે. જા, મ્હારે માટે રેશમી સાડી લઇ આવ—પેલી

બાપુજીને ત્યાંથી લાવી હતી તે. અંદરની ભુરી, સુખડની પેટીમાં મુકી છે. જરા ચુંથાય નહિ હોં.

વેણુકા હમણાં જ માર્સમાંથી ખરી પડી હોય તેમ આશ્ચર્યમાં જોઇ રહે છે.

જા, એમ જોયા ન કર. હા, મ્હારે ભુરી સાડી જોઇએ છે. ને વસંતને મોકલ.

વેણુકા જાય છે.

[ સ્વગત ] બીચારી નવાઈ પામે છે—રક્ષા—મીલનાં પોણા-બે રૂપીઆનાં લુગડાં પ્હેરનારને અત્યારે રેશમી સાડીનું મન થાય તે નવાઇ થાયજને !

વસંત દાખલ થાય છે.

વ : બા, મ્હને બોલાવી ?

ર : હા, વસંત તું વાડીમાં જા, ને ત્હને ગમે તેવાં સારામાં સારાં ફુલો લઈ આવ જોઉં. તું તો ફુલની પારખ છે તે સૌથી સારાં લાવજે હં. મ્હારી વેણી માટે શોભે એવાં—મ્હારે બધા જ બટમોગરા જોઇએ છે.

વ : પણ બા અત્યારે લાવું કે સવારે ?

ર : વસંત, સવારે જોઈતાં હોત તો સવારે કહેત.

વ : પણ બા, અત્યારે બટમોગરો એકકે સારો નહિ મળે—

ર : નહિ મળે ? કેમ, કારણ ? આટલી મ્હોટી વાડીમાં એક બટમોગરો નહિ મળે ? રોજ તો ઢગલાબંધ ઉતરે છે.

વ : ના, બા, બટમોગરા તો હવે પાંચ-સાત જ રહ્યા છે.

ર : તે એટલા થોડા છે ? જેટલા મળે એટલા લઈ આવ.

વ : પણ...

ર : શું ?

વ : આજે તો એકકે સારું ફુલ નથી રહ્યું.

ર : આજેજ નથી રહ્યું ? કેમ શા માટે ?

વ : બા, સાંજે જ નટવરભાઈનો માણસ આવ્યો હતો તે વીણી વીણીને બટમોગરા લઈ ગયો.

ર : [સકંપ] નટવરભાઈનો માણસ ! એ શું રોજ આવે છે ?

વ : ના, બા, આ બે દિવસથી જ આવે છે.

ર: [સ્વગત] એ? [વસંતને] વારૂ, વસંત ત્યારે ગુલાબ લઇ આવ.

વસંત જાય છે.

એજ હશે? મ્હારી ભુલ થઇ. મેં ધાર્યું હતું કે હરવખતની પેઠે જાગ્રત સ્વપ્ન હશે પણ એ જ છે. (થોડી વારે) કદાચ–હજી અહિંજ હશે?

ટેલીફોન તરફ નજર જાય છે.

બોલાવું? હા, હા, મ્હને પુછવા તો દે.

ઉભી થાય છે ને ટેલીફોન કરે છે.

હલો, કોણ નટવરલાલ? હા, મ્હારે તો...હું, આ વસંત શું ખરૂં કહે છે કે ત્હમારે ત્યાં બટમોગરા ગયા'તા. ગયા'તા, એમ! તો ઠીક. મેં તો જાણ્યું કે જુઠું બોલે છે તેથી જ ત્હમને અત્યારે બોલાવ્યા. પણ ત્હમને બટમોગરાનો શોખ છે ખરો? હું, ત્હમારા મિત્ર? કોણ પ્ર–પ્રદ્યુમ્ન. હું એમને ઓળખું છું...એમ? હા, હા, અમારી પાસે રહેતા હતા. તે પ્હેલાં કેમ ન આવ્યા? જરુર મોકલજો. કાલે? હા–ના, હું કહેવડાવીશ, સાહેબજી."

ટેલીફોન મુકી દે છે અને બેસે છે.

એ જ છે-કાલે બોલાવી ન શકી. પ્રસંગ મળે છતાં તે તરછોડે તે સ્ત્રી. આખરે પણ હું સ્ત્રી જ રહી. [ થોડીવારે ] એ જ છે. અહા,

આંખો મીંચી દે છે, થોડીકવારે રહી ઉભી થઇ જાય છે.

હું કેવા વિચારો કરૂં છું ? બે વર્ષની મ્હારી મ્હેનત બધી અધ ઘડીમાં ડુબતી જાય છે. મ્હારે આવા વિચાર કરવા ન જોઇએ. નસીબમાં એ સુખ હોત તો વળી...હું કેવી અધમ છું ? [ જરાક વારે ] મન પર આટઆટલી સખ્તાઇ કરૂં છું છતાંયે ભુલાતું જ નથી.

ઘુઘવતા મહાનદના પુરમાં હોંસથી તણાતી હોય તેમ પડી રહે છે. પછી ઉઠે છે.

લ.વ. કામમાં આ બધું ભુલી જવાશે.

ટેબલ પાસે જાય છે; ખુરસી પર બેસે છે અને એક પછી એક કાગળો જુએ છે.

[એક કાગળ લઇ] આ માંદી છે તે રજા જોઇએ છે. હા, આપો.

લખે છે. બીજા ચાર પાંચ કાગળો
લઇ કૈંક લખે છે વળી એક કાગળ લઇ
હમણાં લગ્ન કર્યાં છે; તે પુરૂં નથી
થતું. લમણાં પર હાથ મુકી

એ લોક કેટલાં સુખી હશે! અત્યારે કેવું મીઠું જીવન જીવતાં હશે? અગાશીમાં એમની ત્રુટેલી ગોદડીમાં કેટલી હૂંફ હશે? એવી એક સુખી રાતના સ્મરણવડે હું ભવે-ભવના ભુખમરા તરી જાઉં—એમને શું ખબર હોય કે મ્હારી ન સમાતી લક્ષ્મી અહોનિશના મ્હારા ઉના નીસા-સાથી તપી ઉઠી છે ને એમનો ભુખમરો ગમે તેવો તોયે ટાઢો છે.

નિશ્વાસ નાખે છે ને લખવા માંડે
છે. ભલે એને પગાર વધારી આપો.

એટલામાં ટેબલ પરના ઘંટપર ટકોર
થાય છે. રક્ષા બટન ડાબે છે. બારણું
ખુલે છે અને વેણુકા અંદર આવે છે.

વે: બાઈ સાહેબ આ સાડી અને ચોળી.

રક્ષા સફાળી ઉભી થાય છે; અને
વેણુકાના હાથમાંથી વસ્ત્રો લઈ લે છે.

ર: તું જા.

વેણુકા જાય છે.

તે વર્ષોનાં મ્હારાં વસ્ત્રો !

વસ્ત્રો હૃદય સરસાં ચાંપે છે.

આ એક એક વાણામાં મ્હારું ને તાણામાં ત્હેનું અક્કેક સ્વપ્ન ગુંથ્યું હતું.

રક્ષાની આંખો લીની થાય છે.

વર્ષો લગી મ્હારી લાગણીઓ પેઠે આ બીચારાં પણ અહિની સુખડની જેલમાં પુરાઇ રહ્યાં હતાં...

ઓ બાપુજી, ત્હમે જીવતા હોત તો ત્હમને આજે શું શું થાત ? ના, ના, સારું થયું કે ત્હમે મરી ગયા છો.

અજાણ્યે રક્ષાની આંગળીઓ વસ્ત્રમાં ખીદાય છે.

શું મ્હોં લઇને આ વસ્ત્રો હવે હું પ્હેરી શકું ? તે મરી ગએલા દિવસોનાં ભૂત અત્યારે પણ મ્હારી સામે ખડાં થાય છે...એ જોશે ત્યારે એને કેવું કેવું થશે ?

વસંત ફુલો સાથે દાખલ થાય છે. અને રક્ષાને ફુલો આપે છે. રક્ષા ફુલો અને વસ્ત્રો એક ધ્યાને થઇ જોઇ રહે છે. એટલામાં વેણુકા આવે છે.

વે : બાઇ સાહેબ, શેઠ સાહેબ પુછે છે કે ત્હમને હવે કેમ છે.

ચિર સમાધિમાંથી જાગતી હોય તેમ જુએ છે. એના હાથમાંથી વસ્ત્રો અને ફુલો પડી જાય છે.

ર : કો—ણ? શે—ઠ? [જરા વારે] કહે કે હવે. આરૂં છે.

વસંત અને વેણુકા જાય છે.

[સ્વગત] શે—ઠ!

રક્ષા હાથ વડે મ્હોં ઢાંકી દે છે.

પડદો પડે છે.

## પ્રવેશ ૪

સમયઃ સવાર; સ્થળઃ રક્ષાનું દીવાનખાનું. રક્ષા અધીર મને આંટા મારે છે. એટલામાં મેના ઉતાવળે પ્રવેશ કરે છે. તેણે સાદાં વસ્ત્ર પહેર્યાં છે અને ત્હેના કપાળે ચાંલ્લો નથી.

**મેના :** લ્યો, પોતે આમ આંટા મારો છો ને મફતની મ્હને ગભરાવી મુકી. મેં જાણ્યું કે કોણ જાણે શુંનું શું થયું હશે.

રક્ષા ત્હેને જોતી અનુત્તર ઉભી રહે છે.

કેમ શું હતું ?

**રક્ષાઃ** ત્હારો તોર ઉતરે એટલે કહું; બેસ.

બેઉ એક કોચપર બેસે છે. રક્ષાનુ મ્હોં ગંભીર છે. મેના પોતાની વીખરાએલી લટ સમી કરે છે. થોડીક વાર પછી

મ્હારે ત્હારી સલાહ જોઇએ છે.

**મે :** મ્હારી સલાહ ? કેમ આજે પાછાં મશ્કરીએ ચઢયાં છો ? ત્હમારે વળી સલાહનો ક્યાં ખપ પડે છે ?

ર : સાંભળતો ખરી.

મેના ઉભી થાય છે.

મે : મ્હારે નથી સાંભળવું. મ્હારે ત્યાં તો હજી બધું ામ એમનું એમ પડયું છે. હું તો જાઉં છું.

રક્ષા જરાક હસે છે.

ર : હવે, સારૂ, બેસ.

[જરાવાર પછી ગંભીર અવાજે] મેના, મ્હને તો લાગે છે કે હું ગાંડી થઈ જઇશ.

મેના સચિંત રક્ષા સામે જુએ છે.

મે : કેમ શું છે? કૈં થયું?

ર : શું થાય? થવાનું શું બાકી છે? થવાનું હતું તે તો બધું કયાર સોરૂં થઈ ગયું.

મે : ત્હમે માત્ર એકનો એક વિચાર કર્યા કરો એ તો સારૂં નહિ. આમ તો ગમે એવું માણસ ગાંડું થઇ જાય. જેનો ઉપાય નહિ ત્હેની ફીકર કર્યે શું વળે? વ્હાલાં મરી જાય છે ત્યારે શું કરીએ છીએ? હાથ જોડી બેસી રહીએ છીએ ને? [પોતાના શરીર તરફ નજર કરે છે.]

ર : અંહ, તું કેમ નથી સમજતી કે એ વાત જુદી છે. એમાં તો માણસનું ચલણ નથી. પણ આતો માણસ ધારે તો કરી શકે.

મે : ના, વળી, કશું નહિ. હવે માણસે શું કરે? થઇ ગયું તે કૈં ન કર્યું થાય ?

ર : [જરાક તીખા અવાજે] હું એ જ નથી સમજતી કે શા માટે ન થાય? માણસો આ બધાં જુઠ્ઠાં તુત મુકી દે તો બધું થાય.

મે : [ચીઢાતી હોય તેમ] થં ; હશે. બધાં ત્હમારાં જેવાં અધર્મી નથી તો.

ર : એમ કે? ધર્મ તો તું જ સમજતી હશે, ખરૂં ? મ્હને તો એવી ચીઢ ચઢે છે કે એ બધા ધર્મોને...[અટકે છે.]

મે : [હસી પડી], શું ?

રક્ષા કોચને અઢેલી પડે છે.

ર : કૈં નહિ. આ દુનીઆ જોડે સીધી વાત થઇ શકે એમ છે જ નહિ.

થોડી વાર બેઉ ચુપ બેસી રહે છે. પછી રક્ષા ઉભી થાય છે. ને મેનાને હાથ ઝાલી ઉભી રહે છે. મેના ઉંચુ જુએ છે.

મે: કેમ?

ર: મેના, હું અહિંથી જતી રહું તો?

મે: હાય, હાય, એવું ન બોલશો. આજે તમને શું થયું છે?

ર: થાય શું? કૈ નહિ. હું સાચું કહું છું. મ્હારાથી હવે અહિં નથી રહેવાતું. એકેક પળ મ્હને કેદખાનું લાગે છે—સુખડની જેલ.

મે: પણ એમ કૈં થાય? આપણે તો વેઠ્યા વગર ઉપાય જ નથી.

ર: [ગુસ્સે થતી હોય તેમ] શા માટે? શા માટે મ્હારે વેઠવું જોઇએ? શા માટે હું જીંદગી જતી કરૂં? હું મરી જાઉં પછી લોક "બીચારી કેવી સારી હતી" એટલું કહે એ સારું? મ્હારે એવું નથી કહેવડાવવું, થયું?

મે: પણ પાપ લાગે કની?

ર: પાપ! અરે રે, કોઇ દુષ્ટ માણસે એ પાપ પુણ્યનો વિચાર દુનીઆમાં ઘુસાડયો ના હોત તો માણસ જાતિ આવી બીકણ થઇ ના જાત.

વેદ ભણતા પંડિતને કોઈ ગામડીઓ
જોઇ રહે અથવા જાદુગર ખેલ કરતો

હોય ને બાળક જોઈ રહે તેમ મેના છે

જાનવરો પાપ-પુણ્ય નથી સમજતાં એટલે હજી સબળ રહ્યાં છે.

મે : ત્યારે તો આપણે જાનવર થવું જોઇએ, ખરું કની ?

રક્ષા મેનાની ટકોર સમજતી હોય તેમ જોઈ રહે છે.

ર : તું પે બધાં લોક જેવી જ મુરખ છે. જાનવર શું-આપણે આમ ને આમ તો જાનવર કરતાં નખેતર થશું.

મે : [હોઠ ડાબી] ઓ મા, જો જો શાપ આપતાં. કહો તો લોકને કહીશું કે ત્હમને ફાવે તેમ કરવાની રજા આપે. પણ સતીમા, શાપશો નહિ; નહિતર મ્હને તો ચાર પગે ચાલતાં નહિ આવડે.

ર : તું હજી રમતિઆળ રહી. મેના, મેના, ત્હને તો રમુજ પડે છે ને મ્હારો જીવ જાય છે.

રક્ષા વિચારમાં પડતી હોય તેમ બેસે છે. મેના ત્હેની સામે જોઈ રહે છે. થોડીવારે

મે : હેં રક્ષા બ્હેન, ત્યારે ત્હમે કૈંક બ્હારગામ જાઓને. પછી જતાં રહેવાનું શું કામ?

ર : એ તો એવું એ. એથી આ કે' સંસાર ભુલી જવાય?

મે : હું ના સ્હમજી, તે ત્હમે બ્હારગામ જાઓ પછી ત્હમને શી કનડ? પછી દેખવું નહિ ને દાઝવું નહિ. હા, હા, એમ જ કરો.

ર : કનડ તો અહિંઆં પણ નથી. પણ દુઃખ એ છે કે બધી સ્ત્રીઓ પેંડે હું દેખું છું, ત્યારે જ દાઝતી નથી. વગર દેખે પણ હું દાઝયા કરૂં છું.

મે : [ઘણો બધો વિચાર કરી] ત્યારે તો શું થાય? [જરા ધીરેથી] પરણ્યાં તે કે' ન પરણ્યાં થવાનાં છો?

ર : હાસ્તો શા માટે નહિ. ખરેખાત તો અમે પરણ્યાં જ નથી. કયારની હું એ જ વિચાર કરૂં છું. અમારાં લગ્ન શાસ્ત્રાનુસાર છે જ નહિ.

મે : [ચોંકતી હોય તેમ] એટલે?

ર : એટલે શું? સપ્તપદી ફર્યાં એટલે પરણી ગયાં? મ્હને યાદ છે કે શેઠની શાલ ધસડાતી હતી તે ઉંચકીને

અમારો બુઠ્ઠો ગોર પણ સાત ફેરા ફર્યો હતો. ત્યારે એ પણ મ્હારો પતિ કેમ નહિ?

**મે :** છ...છ...કેવું ગમે તેમ બોલો છો? કોઇ સાંભળશે તો......

**ર :** ખરી વાત છે. હું બધાં શાસ્ત્રો જોઇ વળી. શાસ્ત્રાનુસાર અમારાં લગ્ન થયાં જ નથી. આપણાં કોઇ-નાં જ લગ્ન નથી થતાં.

**મે :** તે શું ત્હમે કોરટે જશો?

**ર :** ગાંડી છે. હું કરૂં છું તે ખરૂં છે એટલી મ્હને શાંતિ મળશે એટલે બસ. મેં ખોટું કર્યું છે એમ લાગ્યા કરે એ મ્હારાથી નથી ખમાતું.

**મે :** પણ ત્હમે કયાં શાસ્ત્રોમાં માનો છો? એ બધાં તો ધતીંગ છે કેની?

**ર :** હા, એક નજરે.

**મે :** ત્યારે પછી જે કરવું હોય તે કરો.

**ર :** તું રજા આપે છે?

**મે :** ના, બા, મ્હને તો એ બધી વાતમાં ગમ પણ નથી પડતી.

રક્ષા મેના સામે જુએ છે થોડીવાર પછી.

ર : એ અહિં આવ્યા છે ?

મે : કોણ ?

ર : પ્રદ્યુમ્ન.

મે : અહિં ? શા માટે ?

મેના ગભરાએલી હોય તેમ જોઇ રહે છે.

ર : કેમ, આટલું બધું બીએ છે કેમ ? બધા લોક નીચ નથી હોતા.

મે : કોણ જાણે બા, આજકાલ કોઇનો ભરોસો નહિ.

બેઉ ચુપ બેસે છે. મેનાના મ્હોં પર ગંભીરતા જણાય છે. રક્ષા વિચાર કરે છે.

રક્ષાબ્હેન, અત્યાર લગી તો હું રોજના જેમ અમથી વાતો ગણતી હતી. મ્હને આ ખબર નહિ. પછી ?

ર : પછી શું ? કૈં નહિ.

મ : એમણે શું કહ્યું ?

ર: હજી હમે મળ્યાં જ નથી.

મે: સાચું?

ર: હા, ખરેખર.

મે: તે દિવસ તો ત્હમે કહેતાં હતાં કે ઉડી ઉડીને જાઓ; ને અહિઆં છે છતાં મળ્યાં યે નહિ?

ર: એ કલ્પના હતી. આ જીંદગી છે. [જાણે બબડતી હોય તેમ] કલ્પના અને સત્ય; મનોરથો અને જીંદગી કેટલાં જુદાં છે?

મે: તે તો હોય જ કેની? નહિતર......

ર: મ્હને ખબર છે. ત્હારૂં શાણપણ રહેવા દે.

મે: તે શું ત્હમે મળ્યાં યે નથી? એવો તે કેવો પ્રેમ?

ર: મેના, મેના, ત્હને શું ખબર, હું મનને કેમ બાંધી રાખું છું તે: એને મળવા મ્હારા પ્રાણ ઉછળે છે—જાણે દુનીઆ આખીને એક કુદકે કુદી જાઉં! ને તોયે હું કેમ કેમ મન વાળી લઉં છું. ઓ!

રક્ષા આંખો મીચી પડે છે. મેના ત્હેને જોયા કરે છે. મેનાની આંખ ભીની થાય છે, તે ઉતાવળે લુછી લે છે. રક્ષા ઘણીવાર પડી રહે છે. અચિંતાં

ઓ. મેના, પેલો ગિરિપ્રદેશ કેટલો સુંદર છે. જો, ત્યાંથી મ્હને કોઇ બોલાવ્યા કરે છે.

મે: [રક્ષાને ઢંઢેરતી] રક્ષાબ્હેન, રક્ષાબ્હેન, આ શું? ઉઠો, નહિ તો વળી પાછું પહેલાંના જેવું થશે.

મેનાનું મ્હોં ચિંતાતુર થાય છે. ધીરેથી રક્ષા આંખો ખોલે છે. બેઠી થાય છે. સ્વપ્નાં ખંખેરતી હોય તેમ શરીર ઢંઢેરે છે ને પૂર્ણ જાગ્રત થાય છે.

ર: હું કેવી નિર્બલ થઇ ગઇ છું?

મેના સામે પળવાર જોઇ રહે છે.

મેના, ત્હને જોઉં છું ત્યારે મ્હારી નિર્બલતા પર મ્હને તિરસ્કાર આવે છે. તું કેવી બલવાન છે? મેના, મેના, તેં બિચારીએ એ બધું કેમ સહન કર્યું?

મે: શું કરીએ? આપણા કંઇ હાથમાં છે?

ર: [જાણે પોતાની સાથે વાત કરતી હોય તેમ] હં...આપણા હિંદુઓની એ વિશિષ્ટતા છે. જરાવારમાં મન વાળી લેતાં હિંદુ સંસ્કૃતિ સારૂં શીખવાડે છે.

મે: સારૂં કેની? એટલાં સુખી.

ર : કોણ જાણે. એવી મન વાળી લેવાની રીતભાત શીખી ના હોત તો કદાચ આજે તું કેટલી પ્રફુલ્લ હોત ? આમ તો તેં ત્હારી આખી જીંદગી ડહામી દીધી. એક જુની રૂઢિ ખાતર–બીજું કશું નહિ. પતિ મરી જાય એટલે બસ ? પછી કંઈ જોવાનું જ નહિ, એમ ? માનવ જીંદગીની કેવી કિંમત ? [ નીસાસો નાંખતી ] બધું જ અસહ્ય છે. માનવ જીંદગીને ડહામી દેવાની કળા હિંદુ પ્રજા સૌથી વધારે સરસ શીખી હતી.

મે : એ તો ત્હમારી દ્રષ્ટિ એવી છે. હું તો કોઈ વાર વિચાર કરૂં છું ત્યારે એમ થાય છે કે માંગ્યો પતિ મળે તોયે શું ? જીંદગી તો ચાર દહાડાનું ચાંદરણું છે. મનગમતું બધું કરીએ. પછી શું ? એથી કંઈ શાંતિ મળે છે ? એકથી મ્હોટા મોહમાં રોજ રોજ તપ્યા કરવાનું એના કરતાં તો આગળથી મન વાળી લઈએ એ સારૂં.

ર : તેં માનવપ્રેમ જોયો, જાણ્યો નથી એટલે તું શું જાણે ? મેના, પ્રેમ એવી અલૌકિક વસ્તુ છે. એને તું આમ સામાન્ય નજરે કેમ જુએ છે ? એ માટે જીવનસર્વસ્વનો દીપક........

**એ :** રક્ષા બ્હેન, એ બધું હું સમજું છું. પણ જુવાની નમે છે ને ઇચ્છીએ તે મળી રહે છે પછી એ પ્રેમનો જોસ શમી જાય છે–કલ્પનાના રંગ ના હોય તો પ્રેમ એટલે શું ? કે નહિ—જરાક આકર્ષણ. જેમ ત્હમે પ્રેમ માટે બધાંનો ભોગ આપવાનું કહો છો કની તેમ બીજાં સંસ્કૃતિ માટે ને કોઇ ધર્મ માટે ભોગ આપવા તત્પર હોય છે. એ તો જેવી જેની લાગણી. કદાચ બધાં ખોટાં હોય—કદાચ બધાં ખરાં પણ હોય. આપણે શું જાણીએ ?

**ર :** [જરાકવારે] ત્હારી વાત ખરી છે. જીંદગી એવી અટપટી છે તેથી જ હું કહું છું કે એનાં ઉંડાણમાં પેસવું જ નહિ. ધર્મ, પાપ-પુણ્ય એ બધાં જીંદગીનાં ઉંડાણો છે. આપણે તો જેની સમજ પડે ત્હેની વાત કરવી.

**એ :** ત્હમે સમજ્યાં ? શું સમજ્યાં ?

**ર :** એમ કે મ્હારૂં જીવન મ્હારે જીવવું જોઇએ. લોકે સ્વીકારેલા ધર્મ નીતિ ને એવાં બધાં બંધનોથી તે ડારી દેવું ન જોઇએ. સ્વર્ગ-નર્ક કોઇએ જોયાં નથી ને જોયાં હશે તો અહિં કહેવા પાછું આવ્યું નથી. એ બધી આપણી

કલ્પનાઓ છે: એટલા ખાતર આમને આમ હું કૈં મ્હારી જીંદગી બરબાદ કરી મુક્તી નથી.

**મે :** પણ મનમાન્યો પતિ હોય તો જ જીંદગી જીવાય એમ ? શારીરિક વાસનાથી પર જઇએ તો.........

**ર :** પણ શા માટે પર જઇએ ? જીંદગીની બધી જાતની સુંદરતા શા માટે ન માણવી ? કૈં કારણ ? તું એમ સાધુડી પેઠે વાત ના કર. માણુસની જરાતરા પણ લાગણીઓ ત્હને રહી છે કે નહિ ? તું જોને, જગત ને જીવન કેવાં વિશાલ અને સુંદર છે. મ્હારે શા માટે હાથે કરી એનાં બાર બંધ કરી દેવાં ? ને લોક એમ કરાવશે તો એ અત્યાચાર હું જરા સાંખવાની નથી. લોકને ધડ-પણ આવ્યું હશે પણ મ્હને—

**મે :** રક્ષાબ્હેન, ત્હમે એક જ નજરે જુવો છો એટલે લોકનો અન્યાય લાગે છે........

**ર :** અન્યાય નહિ તો બીજું શું ? મ્હને સન્માર્ગ બતાવવાની ત્હેમને શી જરૂર ? શા માટે એણે......

**મે :** પણ ત્હમને કયાં કોઇ કૈં બતાવવા આવે છે ? એમ ચીઢીઆં શું કાઢો છો ? જુઓ, ત્હમને કાળ આવે

છે એટલે વગર કારણ લઢવાનું શોધો છો. ત્હમે વિચાર કરોને, ત્હમે આ કરો કે પેલું એમાં લોકોને શું ? કોણ જાણે કેમ પણ આજ તો બધાને માનવાની ટેવ પડી છે કે સમાજ અન્યાયી છે. તે સમાજને તે પડી છે શી ?

મેના ગુંગળાતી ઉભી થાય છે.

ર : ક્યાં જાય છે ? બેસ; તું ચીઢાઇશ નહિ. આમ કરી સત્ય શું એ હું શોધવા મથું છું. હું એકલી વિચાર કરવા માંડું છું ત્યારે કોણ જાણે કેમ મ્હારી વિચારશક્તિ બધી બ્હેર મારી જાય છે ને વારંવાર એ એકનો એક વિચાર આવ્યા કરે છે.

મે : ત્યારે મ્હારી પરીક્ષા કરતાં હતાં એમને ?

હસે છે ને બેસે છે થોડી વાર પછી

ર : મેના, મેં બધા માર્ગ તપાસી જોયા છે. પણ એકે મ્હને નથી ફાવતો. [ મેના અનુત્તર બેસે છે. ] હિંદુ આદર્શ સુંદર છે, એની પવિત્રતાથી હું ઘણીવાર આકર્ષાઉં છું પણ ખરી. ઘણીવાર મનને કબજે રાખી મન વાળું પણ છું. સમાજના શ્રેય માટે મ્હારૂં બલિદાન અપાયું છે એવી કલ્પનાથી મનને પટાવું છું ને પર પુરુ-

પને વિચાર કરવો એ વેશ્યાવેડા છે એવા ભયંકર ખ્યાલો કરી શેઠની સેવા કરવા પણ તત્પર થાઉં છું .પણ કોણ જાણે કેમ એ બહુ વાર નથી નિભતું; મન અકળાઇ ઉઠે છે ને નર્ક–રૌદ્ર નર્ક આવવાનું હોય તો ભલે પણ આ તો નહિ જ એમ હૃદય છ્યોક કહેવા માંડે છે.

મે : પણ એટલો બધો બળાત્કાર શા માટે કરો છો ? બધી હિંદુ સ્ત્રીઓ કયાં એવું મન, વાચા ને કાયાનું સતીત્વ પાળે છે. વાચા ને કાયાનું સતીત્વ પાળો તો યે બસ.

ર : હું સમજું છું; બ્હેન ! હું સમજું છું. પણ દુ:ખ એ જ છે. આપણાં સંસ્કારો બધી સ્ત્રીઓથી જુદા ને ઉંચા છે ,તેથી આપણે વધારે દુ:ખી થઇએ છીએ. મનનું સતીત્વ ના હોય તો વાચા ને કાયાનું સતીત્વ અપૂર્ણ છે એવું શીખ્યાં એટલે શું કરીએ ? એવું અપૂર્ણ સતીત્વ નિભાવવું તે કરતાં આ નામનો સંબંધ તોડી નાખી બીજું સંપૂર્ણ સતીત્વ મેળવવું એમાં મ્હને વધારે પવિત્રતા લાગે છે.

મે : એ તો સમાજને છિન્નભિન્ન કરી નાખવા જેવું છે.

ર : ત્હેમાં મ્હારે શું ?

મે : ત્હમે આ વિચારોથી એમ કરો એ તો ઠીક પણ પછી બધાં માત્ર વાસનાથી પ્રેરાઇ એમ કરવા માંડે એનો ત્હમને કૈં વિચાર સરખો નથી થતો ?

ર : પણ એમાં હું શું કરું ? નિર્બળ લોકો ભુલો ન કરે માટે મ્હારે દુઃખી થવું ? શા માટે ?

મે : ત્હમે એમ છેલ્લે પાટલે બેસી જાઓ તો પછી કોઇ કૈં નહિ કહે ને કહે તો ત્હમારે કયાં સાંભળવું છે ?

ર : લોક શું કહે એ હું નથી પુછતી. શું ખરું છે તે કહે ને.

મે : કોણ જાણે.

ર : ના, એમ નહિ. સાચું કહે.

મે : સાચું પુછો તો મ્હારા મને તો એ ખોટું છે. બધું ખરું પણ એકવાર સાચી ખોટી રીતે પણ એકની સ્ત્રી ગણાયાં કેની ?

ર : એમ કે ? કોઈ ધાડપાડુ ત્હને ઉંચકી જાય ને પરણી બેસે પછી.........

મે : હા, તે હું એની જોડે રહું કે ન રહું પણ બીજો સંસાર તો મ્હારાથી ન મંડાય.

આવી જાય છે. મે ' તે જાતી નથી.

ભુલથી કુંતા માતાએ એમ જ દ્રૌપદીને પાંચ ભાઇઓને પરણાવી હતી, યાદ છે ને?

ર: એ બધાં તો ઘેલાં થઇ ગયાં હતાં. એક જણ અજાણ્યે ગમે તેમ બોલી જાય તેથી થઇ રહ્યું?

મે: જીંદગીની એ એક રીત હતી, ત્હમારી બીજી છે.

ર: પણ સારી કઇ?

મે: તે તો બ્હેન આપણે શું જાણીએ?

ર: એટલે એમને કે એ રીત ખરી હતી?

મેના અનુત્તર બેસી રહે છે. થોડી-વાર પછી

મે: પણ ત્યારે ત્હમે એમ કેમ નથી કરતાં...

ર: શું?

મ : આ સંસારથી જુદાં રહો. ત્હમે શરીરસૌંદર્ય માણવાની વાતો કરો છો પણ ત્હમે બધું ખરેખર નહિ કહેતાં હો.

ર : ના, વળી, બધું ખરૂં જ કહું છું.

મ : તો પણ શું થયું ? તો પણ ત્હમારાં જેવાં તો સહેલથી એ વાસના જીતી શકે.

ર : પણ એટલું બધું શા માટે કરવું ? અને એ કૈં એટલું જ થોડું છે ? તું ક્યાં નથી જાણતી કે મ્હારી રગેરગ એના પ્રેમથી ધબકે છે.

મ : ત્હેની ક્યાં હું ના કહું છું ? આજ લગી પણ ત્હમે એકમેકને ક્યાં નથી ચ્હાતાં ? જીંદગીભર ત્હમે એમ કર્યો જાઓ એમાં થોડું કોઈ રોકવા આવે છે ? બે મિત્રો રહો તો શું ખોટું છે ?

ર : ના, ના, એ બધા પાપના રાજમાર્ગ છે. હું તો મ્હારૂં સર્વસ્વ એને સોંપી દેવા માંગું છું. આ આટલું ત્હારૂં ને આટલું મ્હારા પરણેનાર પતિનું એવું મ્હારાથી નહિ થાય.

મ : જુઓ, એક બીજી વાત કહું; પુરૂષોનો બહુ વિશ્વાસ નહિ. બીચારી અનેક સ્ત્રીઓ પુરુષ પાછળ સતી થઇ પણ એકે પુરૂષ સ્ત્રી પાછળ બળી ના મર્યો.

રક્ષા ચુપ રહે છે. થોડીવારે

ર : ત્હમારૂં ચિત્ત કામમાં પરોવો તો આ બધું ભુલી જાઓ. ત્હમારાં જેવાં તો કેટલી સારી સમાજસેવા કરી શકે ?

ર : મ્હને કશામાં રસ નથી. એ બધું હું કરી શકું —એની સાથે, એના વગર હું તરણું પણ તોડી શકું એમ નથી. ને મીલમાં પણ હું ના કહાવી દેવાની છું.

મેના મૂઢ જેવી થઈ જાય છે.

મે : શું કહો છો ?

ર : ખરી વાત છે—મ્હારાથી હવે વધુ નથી ખેંચાતું.

મેના અકળાય છે ને ઉઠી થઈ બારીએ જાય છે. રક્ષા વિચારમાં બેસી રહે છે. થોડીક વારે

મે : એક કામ કરશો ?

ર : શું ?

મે : સાંજે મ્હારી જોડે આવશો ? અમારે ત્યાં એક સાધુ આવ્યા છે. બહુ ધાર્મિક છે.

ર : મેના, મ્હારે તો એક જ ધર્મ છે; જીવન અને પ્રેમનો.

મે : [સાંભળ્યું ન હોય તેમ] અનુભવી પણ છે. એવી શાંત મૂર્તિ છે! આપણે એમને પુછશું. કે નહિ તો ત્હમને શાંતિ તો મળશે.

ઉભી ઉભી રક્ષાના કપાળ પર હાથ ફેરવે છે.

ત્હમારૂં મગજ કેવું ગરમ રહે છે!

રક્ષા મેનાનો હાથ પંપાળે છે. એની આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવે છે.

ર : [જાણે બબડતી હોય તેમ] શાંતિ? આ ભવે તો કોણ જાણે.

મે : આમ ધારી શું જાઓ છો? ત્હમારાં જેવાંએ તો કેટલી ધીરજ રાખવી જોઇએ. ચાલો, ત્યારે તું સાંજે આવશોને? જરૂર આવજો કાલે એમણે અમને એવી વાત કરી હતી! હું તો જડ થઇ ગઇ.

ર : શી?

મે : બધું તો કહેતાં મ્હને નહિ આવડે પણ મુદ્દો આમ હતો. આપણી જીંદગી શી છે ને અહિં બધી ગડ-

મથલ કરીએ છીએ તે કેવડી નજીવી છે–ને એ પછી ભવે-ભવની વાતો કરીને એવું સારૂં દૃષ્ટાંત આપ્યું. મ્હને તો થઇ ગયું કે આ ટુંકી જીંદગીમાં આ બધી શી ઉપાધિ ?

**૨ :** મેના, એ બધી કલ્પનાઓ મેં પણ કરી છે–મ્હારા મનને મારવા મેં પણ કે ઓછા પ્રયત્નો નથી કર્યા. મનને કૈં કૈં અગ્નિઓમાં મેં તપાવ્યું છે. હવે તો શરીર ને મન બેઉ બીચારાં બળી ઉઠયાં છે.

પોતાના શરીર સ્હામે જુએ છે ને જાણે શરીર દાઝયું હોય તેમ હાથ ફેરવે છે.

**મે :** જતાં આવજો તો ખરાં. લોક કહે છે કે દુનીઆમાં ના જડે તે ઇશ્વર આપે છે. [જરા વાર રહી ] ચાલો, ત્યારે હું જાઉં. આજે તો ઘણું મોડું થયું.

**૨ :** આવજો.

**મે :** વારૂ, ને ત્હમે બહુ વિચારો ના કરતાં હો.

જાય છે. રક્ષા વિચારો કરતી, નીસાસા નાંખતી કોચ પર કેટલી વાર સુધી પડી રહે છે. એટલામાં બારીએથી નટવર જતો હોય છે, ત્હેને દેખી

ર : નટવરલાલ !

જરા વારમાં નટવર દાખલ થાય છે ને સલામ કરી અદબ વાળી ઉભો રહે છે.

નટવર : જી !

ર : ત્હમે એક કામ કરજો. મેં ત્હમારા મિત્રને વખત આપવાનું કહ્યું હતું ને ?

ન : હાજી.

ર : તે કાલે સવારે સાતેક વાગે મ્હને નવરાશ છે. બને તો ત્હમે પણ આવજો. ઘણું ખરૂં હું જોડે લાયબ્રેરીમાં ને નહિ તો વાડીમાં હોજ આગળ હોઇશ.

ન : વારૂ, જી.

ર : ઠીક, સાહેબજી.

ન : રજા લઉં છું.

નટવર જાય છે. રક્ષા ત્હેને જતો જોઈ રહે છે. ને હાથવડે આંખો ઢાંકી દઈ બેસે છે.

ર : [સ્વગત] બીચારી મેના મ્હને છેક નિર્ગત ગણે છે. હું એ બધા વિચારો કરી ચુકી. પણ...[અટકે છે.]

પડદો પડે છે.

## પ્રવેશ ૫

સમયઃ સવારના સાતનો. સ્થળઃ રસિકાની વાડીમાં નટવર અને પ્રદ્યુમ્ન ફરતા-ફરતાં દાખલ થાય છે.

પ્રદ્યુમ્નઃ લાઇબ્રેરીમાં નહિ તો બીજે ક્યાં?

નટવરઃ હોજ પાસે.

પ્રઃ ત્હને બરાબર યાદ છે?

નઃ હા, ભાઇ, હા. કેમ મેં કંઇ કાન ઘરાણે મુક્યા હતા એમ?

પ્રઃ તે વખત પણ ત્હને બરાબર યાદ છે? ભુલતો નથી ને?

નઃ એ બોલતાં હોય ને મનને રમવા દઉં?

પ્રઃ ત્યારે અહિં કેમ નથી?

નઃ ત્હારો ઘોડો જરા થોભાવ તો ખરો, ભલા માણસ! આપણે શોધવાં પડશે. અહિં તે કંઇ એક બે હોજ છે?

પ્રઃ ત્યારે કયો હોજ તે તેં પુછ્યું કેમ નહિ?

નઃ કારણ આજથી મ્હારે વેર બેસવું ન્હોતું.

**પ્ર** : અંહ...એ તો એ ત્હને નોકરીએ રાખે; હું તો... ચાલ. બાપુ, ચાલ, પાછો અહિં ઉભો શા માટે રહ્યો ?

**ન** : જો, એમ અધીરો ના થા, આ વિશાલ વાડીમાં એ ક્યાંના ક્યાં હશે. આપણે કોઇને પુછવું પડશે.

નટવર ચારે તરફ નજર કરે છે.
પ્રદ્યુમ્ન વાડીની કુંજો જુએ છે.

**પ્ર** : વાડી સુંદર છે.

**ન** : બધું એમણે કર્યું. પ્હેલાં તો વેરાન હતું.

એટલામાં એક કુંજ પાછળના ખુણામાં પ્રદ્યુમ્નને એક હોજ જણાય છે.

**પ્ર** : અલ્યા, એક હોજ તો અહિં પણ છે. ચાલ, અહિં જોઇએ.

બેઉ કુંજની પાછળ હોજ પાસે જાય છે. હોજમાં ઘણા બધા બટમોગરાનાં ફુલો પડેલાં છે. અને એ પર ભુરાં વસ્ત્રો દેખાય છે. નટવર અટકી પડે છે. ને પ્રદ્યુમ્નને હાથ ખેંચી ઉભો રાખે છે.

ન: ન્હાતાં લાગેછે. ત્યાં કેમ જઈ શકાય

પ્રદ્યુમ્ન ક્ષણવાર અટકે છે. એની આંખો હોજ તરફ ખેંચાય છે. પળવારમાં

પ્ર: [અચિંતા, જોરથી ગુંજતા અવાજે] નટવર !

નટવર પ્રદ્યુમ્નના અવાજથી ગભરાઈ ઉઠે છે.

ન: કેમ ?

પ્ર: બધાં વસ્ત્રો પ્હેરી કોઇ ન્હાવા પડે ? ને એ જ વસ્ત્રો છે. કેંક……

બેઉ સચિંત જુએ છે. સૂર્યનાં કિરણો રક્ષાના સુંદર મ્હોં પર પ્રકાશે છે બેઉ ઉતાવળે દોડી જાય છે. રક્ષાનું મ્હોં શાંત અને રમ્ય લાગે છે. એની આંખો બંધ છે, એના મ્હોં પર નાનકડું હાસ્ય ફરકી રહ્યું હોય એમ લાગે છે. પ્રદ્યુમ્ન લાંબે હાથે રક્ષાને કીનારે ખેંચી લે છે. ત્હેનું શરીર અચેતન લાગે છે. નટવર ત્હેની નાડ તપાસે છે ને પ્રદ્યુમ્ન સામે જુએ છે.

ન : [ સગદ્‌ગદ્‌ ] પ્રાંણ નથી.

પ્રદ્યુમ્ન રક્ષાના મૃતદેહને વળગી પડી મુક્તકંઠે રુએ છે. રક્ષાની મુઠ્ઠી તરફ નટવરની નજર જાય છે. તેણે કંઈક કાગળ જેવું ઝાલ્યું હોય એમ લાગે છે. ન તે કાઢે છે ને જોઈ પ્રદ્યુમ્નને આપવા માંડે છે.

ત્હારો છે.

પ્ર : વાંચ.

ન : [ વાંચે છે. ]

**પ્રિયતમ,**

સમાજની છેલ્લીવાર આમન્યા તોડી ત્હને હજારો ચુમીઓ મોકલું છું. કહે છે કે જીંદગીમાં મળતું નથી તે ઇશ્વર આપે છે માટે એની પાસે જાઉં છું. પ્રિયતમ, અહિં ત્હને મળીશ નહિ માટે માફ કરજે, પણ ત્હારી હાજરીમાં જે એક માર્ગે હું જઈ શકું ત્હેને લોક પાપ કહે છે મ્હને પાપની બ્હીક લાગતી નથી. લોક સાચાં છે કે નહિ તે પણ હું કહી નથી શકતી પણ કદાચ–કદાચ સાચાં હોય

તો આપણો પ્રેમ પાપથી કલંકિત થાય તે હું કેમ કરી સાંખી શકું ?

મેં બહુ વિચારો કર્યા છે, પણ હવે તો ત્હને મળ્યા વગર હું જીવી શકું એમ ન્હોતું ને ત્હને મળું એટલે તો મ્હારી બધી સ્વસ્થતા જતી રહે એ તું ક્યાં નથી જાણતો ? તેથી મળ્યા વગર જાઉં છું. તું પુરૂષ છે તે વેઠી લેજે.

એક સાધુએ મ્હને કહ્યું છે કે એ પ્રેમ ને પ્રકાશની ભૂમિ છે. ને ત્યાં વસનારા બધાં સ્વતંત્ર છે. એટલે ત્યાં જાઉં છું. આપણે ત્યાં નિર્બાધ મળીશું માટે તું વ્હેલો વ્હેલો આવી પ્હોંચજે હું ત્હારી ખુબ-ખુબ રાહ જોઇશ.

પ્રિયતમ, સદા ત્હારી હતી ને ત્હારી રહીશ. તું વિશ્વાસ રાખજે. ત્હારી સ્મૃતિઓ સાથે લેતી જાઉં છું.

ફરીવાર, અનેક અનેક ચુમીઓ.

લી. ત્હારી રક્ષા.

તા. ક:—ત્હને આ મુર્ખાઇ લાગશે, એ હું જાણું છું; પણ પ્રિયતમ, આ ભૂમિમાં તો આપણે સુખી થાત જ નહિ. અહિં કોઇ કે સમજતું નથી એટલે આમ કરૂં છું. મળશું ત્યારે વધુ વાતો કરીશું. તું ઝટ આવી પ્હોંચ—રક્ષા

પ્રદ્યુમ્ન રક્ષાનો હાથ હાથમાં લઈ તે પ્રેમ ને પ્રકાશની ભૂમિ તરફ કોઇને ખોળતો હોય તેમ સજળ નયને જોઇ રહે છે. નટવર આંસુભીની આંખે રક્ષાના મૃત શરીરને અને મૃતવત થતા પ્રદ્યુમ્નને જુએ છે.

પડદો પડે છે.

## પાત્રોઃ

યશવર્મા.... .... .... .... .... રાધારાણી

કુમાર.... .... .... .... .... ....

હુસેરાય.... .... .... .... ....અનુસૂયા

રાજ્યગોર.... .... .... .... ....હંસા

ખુશાલ.... .... .... .... .... .... ....

વીરભદ્ર.... .... .... .... ....

હરિ .... જાદો .... દરબારીઓ, .... સભાજનો.

## પ્રવેશ ૧

સમયઃ સવાર. રસ્તે વણઝારાની પોઠ પડી છે. લોકો ઊંઘમાંથી ઉઠી પ્રાતઃકર્મમાં પ્રવૃત્ત થતા જણાય છે. એમની થોડે દૂર એક ઝાડ નીચે ખુશાલ જરીની શાલ ઓઢી સુતો છે. પાસે એક નોકર જેવો લાગતો માણસ સુતેલા માણસની ચોકી કરતો હોય તેમ, ઠરી જતા તાપણાને સંકોરતો બેઠો છે. એટલામાં ખુશાલ જાગે છે અને મ્હોં ઉઘાડે છે.

ખુશાલ : ( આંખો ચોળતો ) કેમ હરિ, પરોઢ થયું, ખરું ?

હરિ : હા, બાપજી.

ખુશાલ બેઠો થાય છે ને ચારેગમ નજર કરે છે.

ખુ : ત્યારે તું કે પાણીબાણી લઈ આવ કે હું હાથ મ્હોં ધોઉં.

હરિ ઉભો થાય છે અને જાય છે. ખુશાલ પથારીમાં બેઠો બેઠો મુછ પર હાથ ફેરવતો વિચાર કરે છે.

(સ્વગત) શું નસીબ છે ? મ્હારી બધી સોગઠી હારી ગઇ. નહિતર આજે હું ક્યાં હોત ? ( નીસાસો નાખે છે. ) દુલેરાય, હું પણ ક્યારે ખરો વાણીઓ કે ત્હને તો ધુળ ચાટતો કરું. તું પણ મરતાં લગી યાદ કરે કે ખુશાલ મંત્રી સાથે વેર કેમ થાય.

જરાક અટકે છે. એની આંખો ઝીણી થાય છે. જગત સમસ્તને ફુટપટ્ટીએ માપવા નીકળ્યો હોય તેમ જુએ છે.

ઠીક છે; આજે તો ત્હારો દિ' ચઢતો છે પણ દિવસ પણ આથમે છે, ભલા; તો તું માણસ; ત્હારો તે શો હિસાબ ?

એટલામા હરિ જળપાત્ર લઈ આવે છે. ખુશાલ મ્હો ધોઈ પાછો બેસે છે.

હરિ, ત્યારે કેમ કરશું ?

હ : બાપજી, જાદો ઘોડા લઇ આવે એટલે નીકળીએ.

ખુ : હા. આપણે જેમ બને તેમ જલ્દી તરભાણુ ત્હોંથી જવું જોઇએ હોં; નહિ તો આપણી બધી મહેનત પર પાણી ફરી વળશે.

હ : બાપજી......

હરિનું વાક્ય અધુરૂં રહે છે. સામેથી એક પુરૂષ ને સ્ત્રી આવતાં જણાય છે. હરિ ત્હેમને જુએ છે ને પોતે શું બોલતો હતો તે ભુલી જાય છે. ખુશાલ આંખો ફાડી ત્હેમને જોઇ રહે છે. પુરૂષ પાસે આવે છે. સ્ત્રી જરાક દૂર ઉભી રહે છે.

ખુ : કોણ છે ?

હ : સુથાર જેવો લાગે છે,

આવનાર પુરૂષ પાસે આવે છે.

પુરૂષ : બાપજી, પગે લાગું છું

પગે પડી બેસે છે.

ખુ : કેમ ભાઇ, તું કોણ છે. ત્હારું નામ શું ?

સુ : બાપજી, હું વનો. જાતનો સુથાર છું. નખાંનો માર્યો નીકળ્યો છું, મ્હારા બાપ.

ખુ : કેમ શું છે ?

વનો : બાપજી, ગામમાં કામ કેં મળતું નથી. અમે આજ ચાર દિ'નાં ભુખ્યાં છીએ. કટકો રોટલો પણ પામ્યાં નથી.

ખુ: હવે ક્યાં જવું છે.

વ: નસીબ લઇ જાય ત્યાંસ્તો, બાપજી. અમારે શું ? કામ કરી રોટલો રળી ખાવો છે. આ પોઠનું સાંભળ્યું તે એ તરફ જતાં હતાં. પણ રસ્તે કોઇએ કહ્યું કે ખુશાલ બાપજી અહિં છે તે ત્હમારી કને આવ્યો. બાપજી ! હવે તો અમારી ભાવઠ ભાંગો. અમે નિરાધાર છીએ.

હરિ ખુશાલની સોડમાં ભરાઇ એનો પગ દાબે છે.

ખુ: ઠીક, પણ પ્હેલાં તો તું કૈં ખાઇ લે. (હરિને) હરિ, જો કૈં રહ્યું હોય તો આમને આપ.

હરિ ઉતાવળે ઉઠે છે ને પાસે પડેલા બચકી છોડવા મંડી જાય છે.

વ: ઇશ્વર ત્હમારું કલ્યાણ કરે બાપજી. અમે ચાર દિ'ના ટળવળીએ છીએ.

ખુ: અલ્યા, પેલું કોણ છે ? ત્હારી સ્ત્રી છે ?

વ: હા, બાપજી. એ બચારી પણ મ્હારે પાને ચઢી સુખી નથી થઇ.

ખુ: ત્યારે એને પણ બોલાવને, એ પણ ભુખી જ હશે કેની ?

વનો સ્ત્રીને ઇસારતે બોલાવે છે. તે શરમાતી પાસે આવે છે. ખુશાલ એને દિંગ થતો હોય એમ જોઈ રહે છે. તે આવે છે ને વનાની પાછળ બેસે છે. હરિ બેઉને ખાવાનું આપે છે. બેઉ અધીરતાથી ખાવા મંડી જાય છે. ખુશાલ એકીટસે તે સ્ત્રીને જોઇ રહે છે.

(થોડીક વારે) અલ્યા, આવી રુપાળી સ્ત્રી ક્યાંથી લઇ આવ્યો ?

વ: હેં, હેં બાપજી......

સ્ત્રી શરમાઈ નીચું જુએ છે.

ખુ: નરી અપ્સરા જેવી છે.

વનો જવાબ આપતો નથી.

હ: હા, બાપજી, રણુવાસને લાયક છે.

ખુશાલના ચિત્તમાં એકદમ નવો વિચાર જન્મતો હોય તેમ લાગે છે. પળવાર તે હરિ તરફ જોઈ રહે છે. સ્ત્રી

આડી આંખે ખુશાલ તરફ જુએ છે.
એની નજરમાં અકળામણ દેખાય છે.

ખુ : અલ્યા, એ વાત પણ ખોટી નથી.

વ : હું, હું, બાપજી; અમે તો ગરીબ માણસ.

ખુ : હરિ, જો તો ખરો હજી જાદો ઘોડા કેમ ના લાવ્યો ? તું જરા ભાળ કાઢ જોઉં. ક્યાંય દેખાય છે ખરો કે નહિ ?

હરિ ક્રમને ઉભો થતો હોય તેમ ઉઠે છે અને જાય છે. ખુશાલ આકાશ તરફ જાણે બેદરકારીથી હોય તેમ જોયા કરે છે.

(થોડી વારે) અલ્યા, કેટલા વખતથી રખડે છે ?

વ : બાપજી, પુરા ત્રણ મહિના થયા.

ખુ : પ્હેલાં કેટલુંક રળતો હતો ?

વ : બાપજી, એનું તો શું નક્કી ? પણ ખાધા જેટલું મળી રહે.

ખુ : એમ કે ? વારુ તે કેટલા ટકાથી તું ખુશી થાય

વ: બાપજી, અમારે શું? અમે તો ગરીબ મનખ. અમારી ભુખ કેટલી!

ખુશાલ કંઈક બોલવા ઈચ્છતો હોય પણ બોલાતું ન હોય ને ગુંગળાતો હોય તેમ લાગે છે. બાખરે ઉભો થાય છે. જરાક આઘે જાય છે. ને વનાને પાસે બોલાવે છે.

ખુ: જો, અલ્યા, રળી રળી તું તે કેટલુંક રળવાનો છે? તું મ્હારૂં કહ્યું માને તો રાજમાંથી ત્હને વર્ષાસન ને જાગીર અપાવું.

વ: (સહર્ષ) હેં, બાપજી!

ખુ: હા. બોલ, છે તૈયાર?

વ: હા બાપજી, ત્હમે કહો તે કરૂં.

ખુ: (જરા વાર પછી) હં, જો, આપણે–તું–(અટકે છે) તું એક કામ કર. ત્હારી આ સ્ત્રી આપી દે.

વનો જડ જેવો થઈ જાય છે. અહેજવારે.

વ: નાં, બાપજી, એ તો નહિ બને. મરીએ તે હાઃ-પણ......

ખુ: (જરાક મ્હોટા અવાજે) અરે મુર્ખા, પણ સાંભળતો સહી. રાજાજીને આની ખબર પડશે એટલે તું હા કહેશે કે ના, તો યે એને લઇ જશે એ તો નક્કી. ને તું જીદ કરશે તો ત્હને ભોંયરામાં પુરશે; નહિ તો ફાંસીએ લટકાવશે. એના કરતાં હું કહું છું તે માની જા.

જાણે પોતાની જાતને કહેતો હોય તેમ

સાળા ગરીબ લોક પર દયા જ કરવી ના જોઇએ.

વનો ચુપ ઉભો રહે છે:

કેમ, બોલ, શું કહે છે!

વ: ના, બાપજી, એમ કૈં થાય? નરકમાં પડીએ ને

ખુ: (ગુસ્સે થતો હોય તેમ) એમ નહિ માને, કેમ? હરામખોરોને તો જીવતાં દટાવવાં પડશે.

વ: પણ બાપજી......

ખુ: પણ શું? રાજાજી તરફથી હું માંગું કરું છું; ને તું ના કહેનાર જ કોણ? હવે તો તું આપી દે તે પણ નહિ જોઇએ. ત્હમને બેઉને ધગધગતા લોઢા સાથે બાંધી જીવતાં દટાવવાં પડશે.

વનો કાંપતો ઉભો રહે છે. એની
વાચા બંધ થઈ ગઈ હોય તેમ લાગે છે.

એક બૈરી, એની વળી વિસાત શું કે રાજાજીના હુકમની આમ સામો થાય છે? ને રાણીઓ કરતાં રૂપાળી સ્ત્રી તું રાખી જ કેમ શકયો? ઉભો રહે હરામખોર ત્હારી બરાબર વલે......

હરિ આવે છે.

(હરિને) હરિ, આ બેઉ બદમાશોને ઘોડાની પાછળ ઘસડાતા બાંધ. એ લોક રાજદ્રોહી છે. કાલ સવારે એમને મહારાજના હુકમે દટાવવા પડશે.

વ: (ઉતાવળે) ઓ બાપજી, ભઇસાબ ભુલ થઇ. મહેર કરો. ત્હમારે કરવું હોય તે કરો, બાપજી, અમે અભણ માણસ, અમે શું સમજીએ!

ખુ: (હરિને) જા. અલ્યા તું આમો ઉભો રહે.

હરિ દૂર જાય છે.

હં, ત્યારે એમ આગળથી કહેતાં શું દુ:ખ થતું હતું? ત્હમને સાળાં નીચ લોકને વળી એટલામાં ધધરો શાનો

મતો હતો ! એ બૈરી નહિ તો બીજી, એમાં વળી આદમી પંચાત શાની ! અને રાજાજી......

વ : હા, હા, બાપજી, ત્હમે ખરૂં કહો છો રાજાજીને...

ખુ : પણ એઈ, તું આવા લવારા કરીશ તો ત્હારી જીભ કાપી નાંખવામાં આવશે સમજ્યો ?

વ : નારે બાપજી અક્ષરે નહિ કાઢું. મ્હારો શો દિ' ફર્યો છે બાપજી ! હું કૈં સમજતો નથી ?

ખુ : ઠીક, પણ ત્હને કોઇ પુછે તો કહેજે કે એ મરી ગઇ કે ન્હાસી ગઈ, સમજ્યો ?

વ : હા, બાપજી, હા.

ખુ : અને (ગજવામાંથી કોથળી કાઢી) લે, આ લઇ જા. ને નિયમસર ત્હને નજરાણું મળ્યાં કરશે, સમજ્યો ?

વ : હા, બાપજી.

બેઉ ઝાડ નીચે જાય છે. વનો સ્ત્રી તરફ જુએ છે ને એની આંખો ભરાઈ જાય છે. એ જોઇ સ્ત્રી ઉઠી ચાલે છે. એટલામાં.

ખુ : કેમ અલ્યા, વળી આ શું માંડ્યું છે!

વનો ઉતાવળે આંખો લુછી દે છે.

વ : ના, બાપજી, કંઈ નહિ. (સ્ત્રીને) હું જાઉં છું. તું બાપજી સાથે જજે હાં કે.

સ્ત્રી કંઈક બોલવા જાય છે એટલામાં ખુશાલ પાસે આવે છે ને વનાનું કાંડું પકડી દૂર ખેંચી લઈ જાય છે.

ખુ : બસ થયું હવે, જા ભાગી જા. ને જોજે મેં કહ્યું તે યાદ રાખજે સમજ્યો? નહિ તો ત્હારી વાત તું જાણે. આ તો રાજદરબારનાં કામ છે.

વનો સ્ત્રી તરફ એક દયામણી નજર કરી ધીરે પગલે ચાલ્યો જાય છે. સ્ત્રી ચાલ્યા જતા વના તરફ દર્દભરી નજરે જુએ છે. એની આંખોમાંથી અચાનક આતસ વરસે છે. ખુશાલ હસતો ઉભો રહે છે. થોડીક વારે

(સ્વગત) દુલેરાય! મ્હારો સીતારો હજી જોર કરે છે. હવે જોઇ લે જે કે ખુશાલ મંત્રી એટલે કોણ!

એટલામાં જાદો ઘોડા લાવે છે.
હરિ બચકું, પાથરણું વિગેરે બાંધી
લે છે. ખુશાલ તૈયાર થાય છે.

ખુ: (ધીરેથી હરિને) હાર આને તરભાણ લઈ આવ-
વાનું કામ હવે ત્હારે માથે.

હ: (આનંદ પામતો હોય તેમ) હા, બાપજી! એ
કામ મ્હારૂં.

ખુ: સારૂ ત્યારે, પણ જોજે વાત બ્હાર ના
જાય, હોં.

હ: અરે નારે બાપજી. આ માથું આપું.

ખુ: જાદા, હરિ એની ભાભીને મુકવા જાય છે. ત્યારે
તું મ્હારી સાથે ચાલ—

જા: સારૂ બાપજી.

ખુશાલ મુછમાં હસે છે, ને વનાની સ્ત્રી
તરફ વિજયની નજર નાખી અસ્વાર
થઈ જાય છે. જાદો બીજા ઘોડાપર
બેસી ખુશાલની પાછળ જાય છે. વનાની

સ્ત્રી કે સમજતી ના હોય તેમ ઉભી રહે છે. એનું શરીર હરી ગયું હોય એમ લાગે છે. માત્ર એની આંખો બળી રહી છે. હરિ હેની પાસે જાય છે. અને સહેજ હસે છે.

હ : ભાભી, ચાલો, ત્યારે, ક્યાંક ગાડું શોધીને જઈએ. હવે હમારે તો સુરજ સોનાનો ઉગશે હોં.

વનાની સ્ત્રી જવાબ આપતી નથી.

ભાભી, આમ તે ક્યાં સુધી ચાલશે? જરાક અમારી જોડે પણ બોલવું જોઇએ હોં. પછી તો પાલખીએ બેસશો તે સામું પણ નહિ જુઓ. કેમ ખરું ને? ચાલો, ચાલો...

હરિ હસતો હસતો ચાલવા માંડે છે. પ્રેત લઈ જાય ત્યાં દોરાતી હોય તેમ વનાની સ્ત્રી ખેંચાતી અનાયાસે હરિની પાછળ જાય છે.

પડદો પડે છે.

## પ્રવેશ ૨

સમયઃ થોડા વખત પછી એક સવાર. કામેશ્વરના મન્દિરના ચોતરે રાજા ચરાવમાં કીનખાબની ગાદી ઉપર બેઠા છે. પાસે દુલેરાય અને ખુશાલ બેઠા છે. સહેજ દૂર થોડાક હજુરીઆઓ માંહોમાંહે ગુપચુપ વાતો કરી રહ્યા છે.

ચ: દુલેરાય, મ્હને તરભાણુની ખુબ ચિંતા થાય છે હોં.

દુ: મહારાજ, એની કશી ફીકર ના કરો.

ચ: (ગુંગળાતો હોય તેમ) ત્હમે ફીકર ના કરો, ના કરો કહો છો પણ...

દુ: મહારાજ ! તો પછી આપ કહો તેમ કરીએ. મ્હારૂં કહ્યું...

ચ: પણ ત્હમારૂં કહ્યું બધું અવળું થાય છે તે નથી જોતા ? પછી...

દુ: મહારાજ ! આકળા શા સારૂ થાઓ છો ! બધું વખતસર બ્હાર પડશે. હું એની જ પેરવીમાં છું.

ખુશાલ દુલેરાય સામે જુએ છે.

ય : ના એમ નહિ. ત્હમને જો કંઈ વ્હેમ પડતો હોય તો તે કહી દો. આમ અંધારામાં હવે હું રહી શકું એમ નથી.

દુ : મહારાજ ! એથી ઉલટું બધું અવળું જશે.

ય : હજી શું બાકી રહ્યું છે ? મંત્રીશ્વર, ગામગરાસ ગયાં ને બાપદાદાની કીર્તિ જવા બેઠી. હજી શું બાકી રહ્યું ?

દુ : (ખુશાલ તરફ તીરછી નજર કરી) મહારાજ, એ બધા પ્રતાપ કોના છે તે આપ નથી જાણતા ?

ખુશાલ જરા અસ્વસ્થ થાય છે.

ય : એ ગમે ત્હેના કારણે હશે; દુલેરાય, મ્હારે કારણ જોડે સંબંધ નથી. હું ક્ષત્રીય છું તે મ્હારા સ્વભાવ પ્રમાણે..........

દુ : હા, મહારાજ, અવશ્ય એનો પ્રસંગ પણ આવશે જ

ય : પણ ક્યારે ?

દુ : મહારાજ, થોડા જ સમયમાં.

ચ: ત્હમે હર વખત આમ જ કહો છો.

દુ: હા મહારાજ, ને હજી થોડા વખત મ્હારે એમ જ કહેવું પડશે.

ચશાવમાં નિરાશા થતો હોય તેમ ઓસીકે અઢીંગી પડે છે. થોડી વાર કોઇ બોલતું નથી, પછી

ચ: દુલેરાય, જુઓ, તરભાણુ એટલે મ્હારા રાજ્યનું નાક. કાંતો તરભાણુ રહે ને આપણે રહીએ કે તરભાણુ સાથે આપણે પણ નિર્મૂળ થઇએ, ત્હમે આટલી......

એટલામાં એક સ્ત્રી પુજાનો થાળ લઈ મંદિરનાં પગથીઆં ઉતરતી હોય છે. રાજા ત્હેને જુએ છે ને બોલતાં અટકી પડે છે. દુલેરાય અને ખુશાલની નજર એથી ખેંચાય છે બેઉ મંદિર તરફ જુએ છે. સ્ત્રી રાજા તરફ એક આડી નજર કરે છે ને શરમાતી હોય તેમ મ્હોં નીચું કરી દઈ મ્હોં પર આઘે ઓઢી ઝડપ ભેર જતી રહે છે.

થોડીવાર રાજા ચકાવમાં એ દિશામાં
જોઈ રહે છે.

મંત્રીશ્વર આ કોણ છે?

દુ: મહારાજ! મ્હને ખબર નથી.

ય: ખબર નથી! ત્હને શાની ખબર હોય છે! અલ્યા ખુશાલ, ત્હને ખબર છે?

ખુ: (નમસ્કાર કરી) હા અન્નદાતા!

ય: એ કોણ છે?

ખુ: (દુલેરાય તરફ નજર કરી) અન્નદાતા, એ તો અહિં કહેવાય એવું નથી.

ય: મંત્રીશ્વર! ત્યારે ત્હમે પધારો. હું જરા અહિં રોકાઈશ.

દુલેરાય ક્રોધમાં ખુશાલ તરફ
નજર કરે છે.

દુ: જેવી આજ્ઞા.

દુલેરાય ધીરે પગલે જાય છે.

ય: એ કોણ છે, અલ્યા?

ખુ: અન્નદાતા......(અટકે છે.)

ચ : કેમ, બોલને.

ખુ : અન્નદાતા, શું કહું ? શું માનવું ને શું ન માનવું એ જ આ વખતમાં સમજાતું નથી.

ચ : હા, હા, પણ હવે છે શું તે બોલને.

ખુ : અન્નદાતા, કાન ગુન્હેગાર છે પણ સાંભળ્યું છે કે કોઇ ગરાસીઓ પોતાની કન્યાને લઇ મહારાજની પાસે આવતો હતો.

ચ : (ઉતાવળે) મ્હારી પાસે ?

ખુ : હા, બાપુ, પણ રસ્તે દુલેરાયજીનો ભેટો થયો, પછી......(અટકે છે.)

ચ : (ક્રોધમાં) એમ કે ? હરામખોરને........

ખુ : હોય બાપુ, માણસ છે.

ચ : આ ખરી વાત છે ?

ખુ : કોણ જાણે અન્નદાતા, ને આવી વાતમાં આળ પણ કેમ કહાય ? ત્હેમાં મ્હારે તો દુલેરાયજી જોડે રહ્યું બીયાંબારું એટલે........

ચ : એ તું જાણે, પણ પછી શું એ માલેક થઇ બેઠા છે ?

ખુ: ના, બાપુ, હજી સાંભળ્યા સુધી એ લોકે એમને કૈં દાદ આપી નથી; કારણ કે એણે તો અન્નદાતાને પ્રાણ સમપ્યાં છે.

યશવર્માના મ્હોં પર આનંદની છાયા ફરી વળે છે.

ય: એમ ?

ખુ: હોયસ્તો મહારાજ, એમાં નવાઇ જેવું શું છે ? ત્રિભુવનસમ્રાટને પ્રાણ અર્પણ કરવામાં કોઇ થોડું ઉપકાર કરે છે ? એ તો સૌનો સ્વારથ કરાવે છે. પણ અન્નદાતા આ તો મ્હારે કાને આવેલી વાત કહી સંભળાવું છું. ખરી ખોટી તો ઇશ્વર જાણે. મંત્રીશ્વર ગમે તે ગણે પણ હું તો એમને મ્હારા બાપ જેવા ગણું છું.

ય: હવે સારૂ, સારૂ. (જરા વારે) પણ ખુશાલ, ત્યારે આપણે શું કરીએ :

ખુ: શાનું તરભાણનું, અન્નદાતા ?

ય: મુરખો છે, તરભાણુને મ્હારે શી આગ લગાડવી છે ? આનુંસ્તો; આ ગઇ ત્હેનું. મ્હારૂં કાળજું તો ધડક ધડક થઇ રહ્યું છે, હોં.

ખુ : અન્નદાતા. એમાં મ્હોટી વાત શી ? હુકમ કરો તો......

ચ : કરો તો શું ? કરું છું, જા—લઇ આવ. (થોડી વારે) ખુશાલ ત્હારો ઉપકાર કદી નહિ ભુલું હાં. પછી તું કહીશ તેમ કરીશ.

ખુ : અન્નદાતા. અબઘડી જાઉં. પણ આપની આ કૃપાની યાદ આપવા માટે—

ચ : હું ફરી જાઉં એમ કેની ? ઠીક ઠીક—લે (રાજ-મુદ્રા કાઢી) આ લે. પછી કે ? પણ આ...

ખુ : ( સહર્ષ ) બાપુ, એ નહિ કહેવું પડે.

ચ : ઠીક ત્યારે. કયારે ?

ખુ : અન્નદાતાની ઇચ્છા થાય ત્યારે.

ચ : શું કહે છે ? થશે ?

ખુ : હા, બાપુ કહો એટલી વાર–અબઘડી.

ચ : ત્યારે આજ રાતે–નવ વાગે.

ખુ : જેવી આજ્ઞા.

ચશવમાં અને ખુશાલ જાય છે.

પરદો પડે છે.

## પ્રવેશ ૩

સમય: સવાર. રાજમંદિરના ચોકમાં રાધાદેવી હિંચકે ઝુલે છે. પાસે અનસૂયા બેઠી બેઠી ફુલોની વેણી ગુંથે છે. થોડીક વારે હળવેથી તે કૈંક ગણગણવા માંડે છે.

રાધાદેવી: એ શું? ગાય છે?

અનસૂયા અટકી જાય છે.

અનસૂયા: ના, બા, કૈં નહિ.

રા: ના, તો યે!

અ: બા મ્હને એમ થતું હતું કે—

રા: શું?

અ: બા, એક વાર પર્વતીજીએ હિમાલયને કહ્યું કે હું તપ કરવા જાઉં છું.

રા: હા.

અ: ત્યારે એમણે પુછ્યું. કેમ, દીકરી, ત્હારે તપ કેમ કરવું પડે છે? બા, ત્યારે પાર્વતીજીએ માતાને કહ્યું કે

જ્યાં લગી મનનો સ્વામી ના મળે ત્યાં સુધી આ રૂપ શું કામનું ?

રા: હા—તે ?

અ: બા, તે હું વિચારતી હતી કે પાર્વતીને તો મહાદેવજી માટે તપ કરવું પડ્યું પણ ત્હમે આમ શા મેળે તપ કરતાં હશો ?

રાધાદેવી ઉભી થાય છે અને એક બાજુએ જતી રહે છે. અનસૂયા ત્હેની પાછળ નજર કરે છે. પળવાર પછી રાધાદેવીનું ડસ્કું સંભળાય છે. અનસૂયા ફુલો મુકી દઈ ઉભી થાય છે ને રાધાદેવીની પાસે જાય છે.

બા, બા, આમ શું કરતાં હશો ?

રાધાદેવી આંખો લુછે છે ને સ્વસ્થ પગલે પાછી આવી ઝુલે બેસે છે. થોડીવાર કોઇ બોલતું નથી.

બા......

રા: કેમ ?

અ: બા, ત્હમને શું દુઃખ છે તે મ્હને કહેશો યે નહિ, બા ?

અનસૂયાનો કંઠ ભીનો થાય છે.

રા: બ્હેન, ત્હને શું કહું ? મ્હારાં દુઃખનો તો આરો જ નથી.

અ: કેમ બા, મહારાજથી......

રા: ( સ્હેજ સ્મિત ફરકાવી ) ના, રે, ના, મહારાજ તરફથી તો મ્હને બધું યે સુખ છે.

અ: બા, ત્યારે પછી ત્હમારે તે શી ફિકર હોય ? હા, એક છે; પણ તે તો ત્હમે કહો છો કે રાજકુમાર ત્હમારે મન......

રા: હા, અનસૂયા, મ્હને એ વાતે જરાયે ઓછું નથી આવતું.

અ: બા, ત્યારે વળી ત્હમારે દુઃખ શાં હોય ?

રાધાદેવી ઉત્તર નથી આપતી.
જવાબમાં તે કંઈક ઉંડા વિચારમાં
પડી જાય છે. થોડીક વાર પછી

શા : અનસૂયા, વર્ષો પર તું તો અહિંઆ હતી પણ નહિ.

અ : હા, બા, મ્હારે તો અહિં આવ્યે જ હજી દશેરાએ બે વરસ થશે.

શા : હું પર-પરણીને આવી ત્યારે તો લોક મ્હારી ઠેકડી કરતાં હતાં.

અ : હોય નહિ બા.

શા : ખરી વાત બ્હેન, મેં તો આ બધું કોઇ દિ' જોએલું નહિ.

અ : પછી, પછી બા!

શા : પછી બેજબેજ બધું શીખી ને મહારાજની કૃપાથી આજે આવી થઇ છું.

અ : બા, હવે સમજી, મ્હેલાંના દિવસો યાદ આવતા હતા તેથી દુઃખ......

શા : હા, એમ જ તો; પણ ચાલ, તું ક્યાં સુધી ફુલો ગુંથ્યા કરીશ ?

અનસૂયા ફુલો લઈ વેણી ગુંથવા માંડે છે. શાધા ઝુલો ચઢાવે છે. એટલામાં રાજકુમાર દાખલ થાય છે. એના હાથમાં

રેશમની દોરીનો એક છેડો છે. બીજો છેડો, પાછળ દાસી ઘસડાતી આવે છે, ત્હેને ગળે બાંધ્યો છે.

કુ: (મ્હોટે ઘાંટે) બા......

રાધાદેવી સહસા ઝુલો ઉભો રાખે છે. અને ઉભી થઈ કુમારને ઉંચકી લે છે.

રા: ઓ બેટા.

કુ: બા, જો, આ હંસી ઘોડો નથી થતી.

રા: કેમ હંસા, તું એમ કરે છે?

હં: પણ બા, મ્હોટાંબાએ સામંત મોકલ્યા છે ને કુમાર જતા નથી.

કુ: ના, બા, મ્હારે નથી જવું.

રાધાદેવી કુમારનું મ્હોં ઉંચું કરે છે અને ચુમી લે છે.

રા: કેમ ભાઇ, મ્હોટાંબા તેડે ને ના જઇએ?

કુ: હા, તે વળી મ્હને ત્યાં ગમતું નથી. અં–અં–અં-

રા: પણ કુમાર, તરત જ પાછા આવજો. પણ નહિ જાઓ તો મ્હોટાંબાને માઠું નહિ લાગે?

કુમાર રાધાદેવી સામે જુએ છે.

કુ: ત્યારે બા, તું આવીશ? તો હું જાઉં. નકર તો નથી જતો.

રાધાદેવી કુમાર સામે જુએ છે ને હસી પડે છે.

રા: સારૂં, કુમાર, હું પણ આવીશ હોં.

કુમાર રાધાદેવીના ખોળેથી ઉતરે છે.

કુ: હો, ચલો ત્યારે; હંસી, જા, હું જાઉં છું. બસ મજા પડશે. બા પણ આવે છે. હો—હો—

કુમાર દોડતો દોડતો અંદર જાય છે. પાછળ હંસાદાસી બ્હાર જાય છે. રાધાદેવી અને અનસૂયા કુમારને જોઈ રહે છે.

અ: બા, લોક કહે છે કે ત્હમે કામણ કરો છો એ સાચું છે, હોં. આ કુમારને ત્હમારા વગર ક્યાંઇ ચેન જ નથી પડતું. બા, કોઇ તો માને પણ નહિ.

રાધાદેવી નિશ્વાસ દાબતી હોય તેમ જુએ છે. એટલામાં એક પુરુષ દાખલ થાય છે.

રા : અહો, વીરભદ્રજી, ત્હમે ક્યાંથી ? આવો.

**વીરભદ્ર :** બા, થોડાક સમાચાર લાવ્યો છું.

રાધાદેવી અનસૂયા તરફ જુએ છે. અનસૂયા ફુલો લઈ ચાલી જાય છે.

રા : બેસો, વીરભદ્રજી, શા સમાચાર છે !

વીરભદ્ર બેસે છે.

વી : બા, હવે તો અવધ થાય છે. ત્હમે રજા આપો તો......

રાધાનું મ્હોં જડ થઈ જાય છે. પળ વારમાં હૃદયની લાગણીઓ દાબી દે છે.

રા : (જરાક હસી) વીરભદ્રજી, રાજ્યતંત્રમાં આમ ઉકળાટ કરો તે કેમ ચાલે ? વખત વખતનું કામ કરશે. પણ કહો, આજે જ કેમ આવવું પડ્યું ?

વી : બા, ગઇ કાલે એક વાણીઆની વખાર લુંટાઇ...

અટકે છે.

રા : એની શી નવાઇ છે?

વી : પણ બા, એટલું હોય તો ઠીક પણ......

અટકે છે.

રા : શું?

વી : બા, એની દીકરી રાતે ગુમ થઇ.

રા : (ચીસ પાડતાં પાડતાં અટકી જતી હોય તેમ) હેં!

વી : હા, બા. ખુબ તપાસ કરી પણ પ-તો ના લાગ્યો. આખરે ભુધર બાતમી મેળવી આવ્યો. બા, એને ત્યાં જ છે. ત્હમે રજા આપો તો અવસર સારો છે. ઠંડે પાણીએ ખસ જાય એમ છે, બા.

રાધાદેવી વિચારમાં પડે છે. વીરભદ્ર ત્હેને આતુરતાથી જોઈ રહે છે. થોડીવાર પછી.

રા : ઉંહું-વીરભદ્રજી, જવા દો. હજી સારો અવસર આવશે.

વી : પણ, બા......

રા : (સખ્તાઇથી) બસ, મેં કહ્યુંને.

વી : (ઉભો થઈ) જેવી આજ્ઞા.

અંદરથી કુમાર 'બા, બા'ની બુમ પાડે છે. રાધાદેવી ઉભી થાય છે.

રા : આવી દીકરા.

(વીરભદ્રને) વીરભદ્રજી, મળતા રહે જો.

વી : વારુ, બા, રજા લઉં છું.

રા : હા.

વીરભદ્ર જાય છે. રાધા પલવાર વિચાર કરતી આકાશ ગમ જોતી ઉભી રહે છે. એટલામાં કુમાર ફરી હાંક પાડે છે. રાધા જાગ્રત થતી હોય તેમ શરીર ઢંઢેરે છે અને સ્વસ્થ પગલે જાય છે.

પડદો પડે છે.

**બીજો :** હા. એમણે મહારાણીને પણ એવાં વશ રાખ્યાં છે કે પુછો ના વાત.

**પ્હેલો :** વા—રુ.

**બીજો :** રાધારાણીએ ના પાડી પણ મહારાણીએ હઠ પકડી. આખર એમણે કબુલ કર્યું.

**પ્હેલો :** ત્યાર પછી આજ ને આજ દરબાર શા માટે ભરવો જોઇએ ? રાજ્યમાતા થવાની આવડી શી ઉતાવળ હતી ? ક્યાં મહારાણી ના કહે છે ? જરાક તો લોકલાજ રાખવી હતી.

**બીજો :** એ જ કૈં સમજાતું નથી. અને બીજી ગપ્પ એમ સાંભળી છે કે એમણે દુર્લેરાયજીને તેડવા અસ્વાર મોકલ્યો છે.

**પ્હેલો :** શું કહો છો ? પણ આટલા વરસે દુર્લેરાયજી આવશે ખરા ?

**બીજો :** એ જોવાનું છે. હું નથી માનતો. આવાં અપમાન પછી......

**પ્હેલો :** મ્હને લાગે છે કે દુર્લેરાયજીની આ લોકને હજી બીક છે એટલે એને પણ મહારાજ પાછળ મોકલ-

વાની પેરવી થતી હશે; એટલે પછી આડો કાંટો જ નહિ.

બીજો : (ધીરે ધીરે) બનવા જોગ છે.

પ્હેલો : પણ દુલેરાયજી કંઈ એવા કાચા ના હોય.

બીજો : હા, પણ મહારાણીએ કહેવરાવ્યું છે કે ત્યાં લગી મહારાજના શબને દાહ નહિ દઈએ.

પ્હેલો : એ બે જણનાં જ કારસ્તાન.

બીજો : બે ? બે કોણ ?

પ્હેલો : બીજું કોણ ? રાધા ને ખુશાલ મંત્રી, બેઉ પ્હોંચેલાં છે.

બીજો : હં, હં, ધીમે ધીમે; લોક આવતા જાય છે. કોઈ સાંભળશે તો જોય ભારે પડશે.

જરાકવાર બેઉ ચુપ બેસે છે.

પ્હેલો : (ધીમેથી) ખુશાલ મંત્રીનો હરખ તો સમાયો સમાતો નહિ હોય, ખરું ?

બીજો : હશેસ્તો; હોયજને ? એનો સીતારો ચઢતો છે (ચારેગમ જોતો) ચાલો સભા ભરાતી જાય છે ને પેલા જોયા ? નવા દંડનાયક-હરીદેવ ?

[illegible] સિંહદ્વાર તરફ નજર કરે છે, ત્યાં એક પછી એક માણસો આવતા જાય છે. ધીરેધીરે સભા ભરાઇ જાય છે. સૌસૌના આસને બેસે છે. બધા ઉત્સુકતાથી રાહ જુએ છે. એટલામાં ખુશાલ મંત્રી દાખલ થાય છે. સભાજનો એને વળીવળી પ્રણામ કરે છે. ખુશાલ બધાને નમસ્કાર કરતો, મુખમાં ધીરું ધીરું હસતો સિંહાસન પાસે આવે છે. ને જમણા હાથ પરના આસને બેસે છે. થોડીવાર પછી છડીદાર મુગી છડી સાથે દાખલ થાય છે. પાછળ રાજકુમાર, મહારાણી ને રાધારાણી દાખલ થાય છે. સભાજનો ઉભા થાય છે, ને પ્રણામ કરે છે. કુમાર સિંહાસન આગળ ઉભો રહે છે. રાજ્યગોર તિલક કરે છે. રાધારાણી મુગટ લે છે. અને મહારાણીને આપે છે. મહારાણી કુમારને પહેરાવે છે. કુમાર સિંહાસને બેસે છે મહારાણી અને રાધારાણી એની પાસે બેસે છે. થોડીવારમાં કુલેરાય દાખલ થાય છે. અને કુમારની પાસે આવી પ્રણામ કરે છે. સભામાં વધાઈના અવાજો થાય છે.

કુમાર ઉભો થાય છે અને ત્હેનો હાથ ઝાલી ડાબા હાથના આસને બેસાડે છે. પછી રાજ્યગોરને ઈસારત કરે છે. તે પાસે આવે છે અને સિંહાસન આગળ ઉભો રહે છે.

બુ: (સ્વગત) ચાલો, અત્યાર સુધી તો બધું પાધરૂં ઉતર્યું છે.

રાજ્યગોર: (મ્હોટા અવાજે) મહારાજાધિર જ યશવર્મા મહારાજની અંતિમ આજ્ઞા છે કે રાજકુમારને અભિષેક કરી ગાદી આપવી અને રાણીબા રાધારાણીએ રાજ્યમાતા તરીકે રાજ્યતંત્ર હાથમાં લેવું. (અટકે છે)

સભાનાં લોકો આશ્ચર્યચકિત થઇ જુએ છે.

અને પ્રજાએ રાજકુમાર અને રાજ્યમાતાની આજ્ઞા સ્વીકારવી.

રાજ્યગોર પાછો બેસી જાય છે. થોડીવાર પછી.

રાધા. દુલેરાયજી, આજથી આ રાજ્યનું તને ન્યાયતંત્ર અમે આપના હાથમા સુપ્રત કીજા.

કેટલાક સભાજનો આનંદના અવાજ કરે છે. કેટલાક સ્તબ્ધ થઈ જોયા કરે છે. ખુશાલ ઉભો થાય છે.

ખુ: દેવિ—દેવિ—

રા: (કડક અવાજે) ખુશાલમંત્રી, ત્હમારી રાજ્યમાતા તરફ કેમ વર્તવું એ ત્હમે શીખ્યા લાગતા નથી.

ખુ: (સ્વગત) આ શું? ગજબ વાત છે.

ખુશાલ બેસી જાય છે. તે કૈં સમજતો ન હોય તેમ ફાટા ડોળે રાધારાણી તરફ જુએ છે.

રા: દુલેરાયજી, આ કુમાર હું ત્હમારે ખોળે મુકું છું હોં.

દુલેરાય ઉભો થઈ પાસે જાય છે અને રાજકુમારનો હાથ ઝાલી આંખે અડાડે છે. દુલેરાયની આંખો ભીની થાય છે.

દુ: રાજ્યમાતા, આપની આજ્ઞા હું માથે ચઢાવું છું.

રા: હવે બીજું કામ. દુલેરાયજી, આજની સભામાં એક વાતનો ન્યાય કરવાની જરૂર છે. (ખુશાલને) મંત્રીશ્વર,

એની આંખો રાતી થાય છે. એનો
અવાજ ચીરાતો ચાલ્યો જાય છે.

ખુશાલમંત્રી, મહારાજની મુદ્રિકાના પ્રતાપે આજ સુધી હમને સજા ન થઇ એટલું જ નહિ પણ મંત્રીપદે રહી આ રાજ્યને હમે છિન્નભિન્ન કરી નાખ્યું. પણ ચાલો, થયું તે થયું. હવે હમારો ગુન્હો હમે સ્વીકારો છો? ઇશ્વરે હમને એટલી પણ સચ્ચાઇ આપી છે ખરી?

પલવાર સભામાં નિરવ ભયાનક
શાંતિ પ્રસરે છે.

ખુ: (હિંમત ભેર) રાજ્યમાતા, બેઅદબી માફ કરો. પણ આ વાતમાં કૈંક જબરી ગેરસમજ થાય છે. જો આજ્ઞા કરો તો ખુલાસો કરૂં.

રા: હું, ખરેખર! હા, અવશ્ય, આ ન્યાયઆસન આગળ સૌને બચાવ કરવાની છુટ છે

ખુ: રાજ્યમાતા, એ વાત સાવ જુઠી છે મ્હારા શત્રુઓએ માત્ર ગપ ઉડાવી લાગે છે.

રા: ખરેખર!

ખુ: હા, રાજ્યમાતા. જો એ ખરૂં હોય તો સાખ પુરાવો માંગુ છું.

રાધારાણી ખુશાલ તરફ જોઇ રહે છે. એના હોઠ બીડાય છે. એના દાંત કચકચે છે.

રા: અરે નીચ! તેં એમ ધાર્યું કે આ વાતની સાખ પુરી કોઇ હાથે કરી પોતાના પગ પર કુહાડો નહિ મારે; પણ મુર્ખ, તું ત્હારાં જ કાટલે બધાંને જોખે છે? ખુશાલ મંત્રી, હજી વિચાર કરી જુઓ; જરાતરા કે પશ્ચાતાપ થાય છે?

ખુ: (રાજકુમાર તરફ જોઇ) અન્નદાતા, અન્નદાતા, આ બધી વાત જુઠી છે. દયા કરો, જોઇએ તો હું—

રા: બસ કરો, મંત્રીશ્વર, બહુ થયું. પૃથ્વી ત્હમારા ભારથી ત્રાસી ઉઠી છે. મોત ત્હમારૂં દાપું માગી રહ્યો છે. (દુલેરાયને) દુલેરાયજી, જે સ્ત્રીની હું વાત કરૂં છું તે હું છું.

સભાજનો: હેં!

રા: હા. હું વણસલીના ઠાકોરની દીકરી છું એ વાત

નાવટી હતી. આ નીચની અધમ બુદ્ધિએ નીપજાવેલું એક અસત્ય હતું. મહારાજને પણ એણે એમ કરી છેતર્યા હતા.

ખુશાલ ભોંય પર બેસી પડે છે. મ્હેને જોઈ.

ખુશાલ મંત્રી, ઉઠો આ સભાગૃહમાં બેસવાનો મ્હમારો હક્ક પુરો થયો છે. દુલેરાયજી, આપણા રાજ્યમાં સખતમાં સખત સજા કઇ છે?

દુ: ધગધગતા લોઢા સાથે બાંધી જીવતાં દટાવવાની.

રા: બસ ત્યારે, આને એ સજા કરવી જોઇશે. પહેરેગીર......

ખુશાલ દોડી આવી કુમારના પગ પકડે છે.

ખુ: અન્નદાતા, હું ઇનકાર કરું છું. જો આ વાત ખરી હોય તો એમને રાજ્યમાતા તરીકે...

રાજકુમાર ઉભો થાય છે અને ખુશાલને એડી મારે છે.

રાજકુમાર: નીચ, મ્હારૂં મ્હોં કાળું કર. જા.

પહેરેગીર આવે છે અને ખુશાલને
પકડે છે.

શા : દુલેરાયજી, ખુશાલમંત્રીને એકલું ગમશે નહિ. પહેરેગીર, હરિદેવ હંડનાયકને પણ એની સાથે લઈ જા. એ એનો સાથી હતો.

પહેરેગીર હરિને પકડે છે. ખુશાલ
અને હરિ દયા માંગતા બૂમો પાડે છે.
પહેરેગીરો એમને બ્હાર લઈ જાય છે.
થોડીવાર પછી.

દુલેરાયજી, હવે બીજા માણસનો ન્યાય કરવો રહે છે.

પાછળ ઉભેલા વીરભદ્રને ઇશારત
કરે છે. તે વનાને આગળ લઈ આવે છે.

દુલેરાયજી, આ મ્હારા ખરા પતિ. એમણે સોના ખાતર પોતાની સ્ત્રીને વેચી હતી.

વ : (દુલેરાય તરફ જોઇ) ના, બાપજી, ખુશાલ બાપુએ મ્હને જીવતા દાટવાની ધમકી આપી હતી.

વનાનું શરીર ધ્રુજે છે. એની આંખો-
માંથી આંસુઓ ટપકે છે.

રા: સ્વામિ, એ ખરૂં હશે. હું માનું છું; પણ જે બેશરમીમાં જીવતાં દટાયા તે કરતાં એમ દટાવું ખોટું ન્હોતું. દુલેરાયજી, જે માણસ મોતની બીકે પોતાની સ્ત્રીને વેચી દેવાની કાયરતા કરે છે એને શી સજા ઓછી નથી?

દુ: રાજ્યમાતા, આપની વાત ખરી છે, પણ આ બીચારાનું...

રા: (નિશ્વાસ ખેંચી) હું સમજું છું; મંત્રીશ્વર, હું સમજું છું, પણ પોતાની સ્ત્રીને આમ ત્યજી જનારનો ગુન્હો ભયંકર છે. રાજ્યમાતા તરીકે મ્હારે ગુનેહગારને સજા કરવી જોઇએ.

દુ: રાજ્યમાતા, છતાં હું યાચના કરૂં છું કે આપ દયા કરો.

રા: ક્ષમા કરો, મંત્રીશ્વર, પણ એ ગેરવ્યાજબી છે. અને બીજું આજ લગીનું મ્હારું અહિંનું જીવન એક કલંક હતું. આજે હું પાછી સ્ત્રી થઇ છું. હું એમની સ્ત્રી છું તે એમની સાથે સતી થઇશ. મંત્રીશ્વર, આજના દિવસની હું રાહ જોતી જ હતી. જે દિવસથી મ્હારા સ્ત્રીત્વને આ લોકે લુંટી લીધું ત્યારથી દયા–પ્રેમ બધું જ સુકાઇ ગયું. વર્ષોથી મેં માત્ર હલાહલ વેરને ઉછેર્યું છે. અરેરે,

આ નીચ લોકોએ મ્હને પુછ્યું સરખુંયે નથી. મંત્રીશ્વર ઝેરના વેચાણ પણ મ્હારા વેચાણ કરતાં સારાં હોય છે. દુલેરાયજી, વિષના આતસે મ્હારૂં હૃદય બાળી નાખ્યું છે. એમાં દયા રહે એવું એ લોકે જ નથી રાખ્યું. પછી હું શું કરૂં ?

કે : પણ માતુશ્રી......

રા : કુંવર, ત્હમે હજી ન્હાના છો. મ્હોટાંઓના હૃદયમાંથી મ્હારે લીધે દયા ને પ્રેમ જતાં રહ્યાં છે. ને જેમ કાષ્ટવત થઇ ગયાં તેમ મ્હારૂં હૃદય પણ પથ્થર જેવું થઇ ગયું છે (અટકે છે) કુંવર, સ્ત્રીનું સ્ત્રીત્વ શું એ મ્હોટા થશો ત્યારે સમજશો (થોડીવાર પછી) મંત્રીશ્વર, આજે મ્હારા પતિનો શિરચ્છેદ કરી મ્હને એનું શબ લાવી આપજો કે હું સતી થઇ મ્હારી મેલી દેહને પાવન કરૂં.

સભામાં ડંકાનો અવાજ થાય છે,
રાણી પોતાની આંખો લુછે છે.
કુમાર પાસે આવે છે, ત્હેને ખોળે
બેસાડે છે.

દુલેરાયજી. કુમાર ને રાજતંત્ર હું ત્હમને સોંપી જાઉં છું.

ઉભી થાય છે. કુમારનાં ઓવારણાં લે છે. મહારાણીને પ્રણામ કરે છે. સભાજનો ઉભા થઇ જાય છે. ત્હેમને નમસ્કાર કરે છે ને વનાને સાથે આવવા સૂચવે છે અને ધીરે પગલે ચાલવા માંડે છે. કુમાર, મહારાણી. દુલેરાય તથા સભાજનો ધીમાધીમા પાછળ જાય છે. દૂરથી ખુશાલની મૃત્યુ-ચીસ સંભળાય છે.

પરદો પડે છે.

## પાત્રો:

ત્રૈલોકનાથ.... .... .... .... .... ....માલાદેવી

વિશ્વવર્મા.... .... .... .... .... ....વનશ્રી

આચાર્ય, નોકરો, બઘુભુવો, પાડોશી, સ્ત્રીપુરુષો, વિગેરે.

## પ્રવેશ ૧

સમયઃ સ્હવાર. સ્થળઃ દેવનગરની ઉજ્જડ લાગતી શેરીમાં એક ન્હાના ઘરની સામેના ચોગાનમાં લોકો આવજા કરે છે. ઘરની ઓસરીએ ત્રિલોક બેઠો છે. એની આસપાસ પુસ્તકો તથા સિતાર ઈ. વાદ્યો પડયાં છે. ત્રિલોક સિતાર લે છે અને તાર મેળવવા માંડે છે. એટલામાં રસ્તે એક બંધ રથ આવતો જણાય છે. રથની ટોચે લાલ રંગી ધજા ફરકે છે. એની આગળ એક માણસ ઘંટ વગાડતો ચાલે છે; બીજો શંખ ફુંકે છે; ત્રીજાના હાથમાં નાગી તલવાર છે, ચોથાના હાથમાં સિંદુરના ડાઘાવાળું ત્રિશૂળ છે. ચારે જણે લાલ કપડાં પહેર્યાં છે. ઘંટ અને શંખનો અવાજ સાંભળી આગળ પાછળનાં ઘરોમાંથી સ્ત્રી પુરુષો બહાર આવે છે. રથ ઘરની સામે સહેજ દૂર ઉભો રહે છે. લોકો "જય જય માલાપ્રભુ, માલા પ્રભુની જે" એમ હોકાર કરતા, નમસ્કાર કરતા રથ પાસે જાય છે, પગે

લાગે છે અને ટોળું વળી ઉભા રહે છે.
ક્ષણેકમાં એક પુરુષ રથને નમસ્કાર કરી પાછો આવે છે. ને ત્રિલોકને જોઈ ઉભો રહે છે.

એકપુરુષ : ભાઇ, ભાઇ, ઉઠો, માલાપ્રભુનો રથ આવ્યો છે.

ત્રિલોક જાણે સાંભળ્યું ન હોય તેમ સિતાર મિલાવે છે. પેલો પુરુષ ભય પામતો હોય તેમ રથ ભણી જુએ છે. પછી ઉતાવળે

ઉઠો, ઉઠો, નીકર શાપ લાગશે.

ત્રિલોક કચવાટ સાથે એના સામું જોઈ વગાડવું શરુ કરે છે.

ત્રિલોક : કેમ, શું છે ?
પુરુષ : નથી જાણુતા ? માલાપ્રભુનો રથ આવ્યો છે.
ત્રિ : ભલે આવ્યો.
પુ : કેમ, તે પગે લાગી આવો.

ત્રિ : અરે, અરે, ભાઇ, એમ ના બોલશો નહીતર શ્રાપ લાગશે. જાવ, પહેલાં પગે લાગી આવો; એ તો માલા પ્રભુનો રથ હોં—માલાદેવો તો જરા જરામાં કોપાયમાન થઇ જાય.

ત્રિ : માલાદેવ કોણ?

પુ : નથી જાણતા? હા, ત્હમે તો પરદેશી છો તે કયાંથી જાણો? એ તો અમારા ગામદેવ, બહુ સતીયા છે. જાવ, ત્હમારૂં કલ્યાણ કરશે. પણ ઝટ કરો નહિ તો...

એટલામાં એક લાલ પહેરવેશવાળો નોકર પાસે આવે છે.

નોકર : ત્રિલોકનાથ પરદેશી કયાં રહે છે?

પુ : બાપજી, અહિંજ રહે છે. આ જ એ. (ત્રિલોકને ધીરેથી) મેં ન્હોતું કહ્યું? માલાપ્રભુ તો બધું ય જાણે. ત્હમે વાર કરી ત્હેનો યે ખબર પડે હોં! (સ્વગત) હવે શું થશે.

નો : ત્હમે કે ત્રિલોકનાથ?

ત્રિલોક સિતાર બજાવ્યો જાય છે.
જરાકવારે

ત્રિ: હા, કેમ, શું છે?

નો: ચાલો, ત્હમારું કામ છે. આચાર્યજી બોલાવે છે.

ત્રિ: ભાઇ, હમણાં તો નહિ અવાય. હજી તરજ બાકી છે.

બે ત્રણ સ્ત્રીપુરુષો ઉતાવળે પાસે આવે છે.

સ્ત્રીપુરુષો: એ ભાઇ, એ શું બોલો છો? માલપ્રભુ કોપશે હાં.

ત્રિ: કૃપાકરી ત્હમે લોકે જતાં રહો.

પુ: પણ ભાઇ ત્હમને.....

ત્રિ: સારુ, સારુ, તે જે થવાનું હશે તેઃ પણ સંગીત અધુરું ના છોડાય.

સ્ત્રી પુરુષો: (માહોમાંહે) અરે રામરામ, આ બીચારાનું શું થશે?

પુ: ખરેખર કોઇ ચક્રમ લાગે છે.

નો: ભલા માણસ, માલાદેવીની આજ્ઞાથી આચાર્યજી ત્હમને તેડવા આવ્યા છે.

સ્ત્રીપુરુષો : હે ! જે માલાદેવીની જે. આચાર્જીની જે.

પુ : કેવો સદ્‌ભાગી છે ? માલાદેવી જાતે બોલાવે છે. જે ત્રિલોકનાથની જે.

બધાં એ ઘોષ ઉપાડી લે છે. એક વૃદ્ધ પુરુષ આગળ આવે છે અને ત્રિલોકના પગે હાથ અરકાડી નમસ્કાર કરે છે. ત્રિલોક સિતાર આઘી મૂકે છે.

ત્રિ : અરે, અરે, કાકા, આ શું કરો છો ?

નો : ત્રિલોકનાથ, ચાલો હવે, ત્હમે કૈં સમજતા નથી, આચાર્યજી તે ક્યાં સુધી રાહ જુએ ?

ત્રિ : ભાઈ, મ્હારૂં શું કામ છે ? અબઘડી મ્હારાથી નહિ અવાય. હજી એક બે ગત બાકી છે.

લોકો ભયભીત થતા હોય તેમ ત્રિલોક તરફ જુએ છે.

નો : અરે, પરદેશી, વિચારીને બોલો.

પહેલો પુરુષ : હમણાં બીચારો ભસ્મ થઈ જશે.

લોકો : અરે રામરામ, માલાપ્રભુજીનો કોપ થાય એટલે પુછવું જ શું ?

બીજો પુરુષ : કેવો મુર્ખ માણસ છે !

ત્રિલોક સિતાર ખોળે લઇ બેસે છે, કચવાતો લોકો તરફ જુએ છે અને બજાવવું શરૂ કરે છે.

નો : આપણે શું ? એનું નસીબ.

પહેલો પુરુષ : એનું આવરદા જ ખુટયું, બીજું શું ?

લો : અરે રામરામ.

ત્રિલોક સિતાર બજાવતો બેસે છે. નોકર રથ પાસે જાય છે. લોકનું ટોળું પાછળ પાછળ ચાલે છે. નોકર રથમાં બેસનાર જોડે કૈંક વાતો કરે છે. બંધ રથનું બાર ખૂલે છે અને આચાર્ય હેઠે ઉતરે છે. લોકો ત્હેને નીચાં વળી પ્રણામ કરે છે ને " માલાપ્રભુની જે, આચારજીની જે " નાં ખુમારણે દિશાઓ ભરાઈ જાય છે. આચાર્ય ત્રિલોકના ઘર તરફ આવે છે. લોકો ત્હેને પગે

લાગના પાછળ ચાલે છે. એક પુરુષ
તથા નોકર ઉતાવળે આગળ આવે છે.
નોકર આસન માંડે છે.

પુ : (ત્રિલોકને) ભાઇ, જુઓ આચારજી જાતે આવ્યા, બાપજી કેવા દયાળુ છે ? ઉઠો, ઉઠો, બાપજીની માફી માંગો.

આચાર્ય : ત્રિલોકનાથ પરદેશી ત્હમે કે ?

આચાર્ય ત્રિલોક સામે આવી
ઉભો રહે છે; તિરસ્કારથી ત્હેની સામું
જુએ છે અને આસને બેસે છે. નોકરો
તથા લોકોને દૂર જવા ઈસારત કરે છે.
નોકર તથા લોકો દૂર જાય છે. થોડીક
વારે

આચાર્ય : ત્રિલોકનાથ પરદેશી ત્હમે કે ?

ત્રિ : હા,

આ : ત્રિલોકનાથ, પાપનાં કેટલાંક પોટલાં બાંધવા ઇચ્છા રાખો છો ?

ત્રિ : આપ કોણ છો ? શા મેળે આવા પ્રશ્ન પૂછો છો ?

આ : નથી ઓળખતો ? પરદેશી, કોના રાજ્યમાં તું ઉભો છે તે જાણે છે ?

ત્રિ : (કરડાકીથી) એ જાણવાની મ્હને અગત્ય નથી.

આ : ત્રિલોક, તું કોની સાથે........

ત્રિ : મ્હારૂં કાંઇ કામ છે? મ્હારો સમય નકામો જાય છે.

ત્રિલોક આચાર્ય સામે નજર કરે છે, આચાર્ય તે જુએ છે. ક્ષણભર ઠમકે છે. પછી

આ : (સ્હેજ હસીને) સુભાગી નરશ્રેષ્ઠ: હું ત્હમને વધાઈ આપવા આવ્યો છું. મહાદેવીની ત્હમારા વિષે કૃપા થઇ છે.

ત્રિ : મ્હને કોઇ જીવની કૃપાની તમા નથી.

આ : (જાણે સાંભળ્યું ન હોય તેમ) ત્રિલોકનાથ, માલાદેવી ત્હમારા ઉપર પ્રસન્ન થયાં છે ને ત્હમને દર્શન આપવા ઇચ્છે છે.

ત્રિ : (અકળાતો હોય તેમ) માલાદેવી કોણ છે તે હું જાણતો નથી પણ એમને મ્હને મળવું હોય તો કોઇક વખત આવીશ. અત્યારે નહિ બને.

આચાર્ય તીરછી આંખે ત્રિલોક સામું જુએ છે.

આ : ત્યારે ક્યારે આવશો ?

ત્રિ : સાંજે—સૂરજ નમ્યા પછી.

આ : સારુ. પણ ભૂલશો નહિ હોં. દેવીને અગત્યનું કામ છે.

ત્રિ : વારુ, વારુ.

આ : (સ્વગત) કોઇ ચક્રમ લાગે છે. એને સીધો કરવો પડશે. કોણ જાણે દેવીને આવા જાનવરનો તે શો ખપ પડ્યો છે !

આચાર્ય ત્રિલોક સામે તિરસ્કાર-
પૂર્વક નજર કરી રથ તરફ જાય છે
લોકો માંહોમાંહે ચણભણ કરે છે.
ત્રિલોક સિતાર બજાવવું શરૂ કરે છે.

પડદો પડે છે.

## પ્રવેશ ૨

સમયઃ સંધ્યા. સ્થળઃ માલાદેવીના ભવનનો એક સુશોભિત ખંડ. આચાર્ય અને ત્રિલોક પ્રવેશ કરે છે. ત્રિલોક ખંડના શણગાર તરફ નજર કરતો બેસે છે. એટલામાં નાગી તરવાર સાથે એક નોકર દાખલ થાય છે ત્હેની પાછળ માલાદેવી પ્રવેશ કરે છે.

**આચાર્ય :** ત્રિલોકનાથ, જુઓ દેવી પધાર્યાં.

માલાદેવી પાસે આવે છે. આચાર્ય ત્હેને પ્રણામ કરે છે. માલાદેવી ત્હેને તથા નોકરને જતા રહેવા ઈસારતથી સૂચવે છે. બેઉ બ્હાર જાય છે. ત્રિલોક માલાદેવીને જોતો દિંગમૂઢ થતો હોય તેમ બેસી રહે છે. માલાદેવી પાસે આવે છે અને સુખડના આસને બેસે છે. થોડીકવારે.

**માલાદેવી :** ત્રિલોકનાથ !

**ત્રિલોક :** ત્હમે ! ત્હમે કોણ છો !

**મા :** ( સહજ સ્મિત કરી ) હું માલાદેવી, અહિંની ગ્રામદેવતા; માલાપ્રભુના મન્દિરની અધિષ્ઠાત્રી.

**ત્રિ :** હમે...હમે...મેં હમને તો ક્યાંક જોયાં છે.

**મા :** ખરી વાત, ત્રિલોક

**ત્રિ :** ( આશ્ચર્ય ) ક્યાં ? ક્યારે ?

**મા :** રાજભુવનના સભાગૃહમાં; ગઇ રાતે.

**ત્રિ :** હમે......હમે તો ચારુલતાને ?

ત્રિલોક આશ્ચર્યમાં ઉભો થઈ જાય છે.

**મા :** હા, ત્રિલોક, એ જ હું વિશ્વવિખ્યાત ચારુલતા, જેનાં દર્શને વારાણસીના તીર્થગોરો ને દેશદેશના નરનરેન્દ્રો યાત્રાએ આવે છે.

**ત્રિ :** ત્યારે...ત્યારે હમે માલાદેવી નહિ ? એ બધું શું અસત્ય છે ?

**મા :** ના, એ પણ સત્ય છે

ત્રિલોક સમજ્યો ન હોય તેમ ઉભો રહે છે.

ત્રિલોક, કેમ વિચારમાં પડ્યો !

ત્રિ: એ કેમ બને ? એક નૃત્યકી તે ગ્રામદેવતા કેમ કરી હોઇ શકે ?

મા: બરાબર, એથી જ તેં મ્હારા તરફ પેલી ક્રૂર નજર કરી હતી ખરું ? હવે સમજી. ત્રિલોક, હું એ જ વિચાર કરતી હતી કે મ્હારી આવી નજર તેં પાછી કેમ ઠેલી ! ત્યારે તેં મ્હને નૃત્યકી લેખી ખરું ?

ત્રિ: નૃત્ય કરે તે નૃત્યકી,

મા: ના, ત્રિલોક, હું કોઇકવાર નૃત્ય કરું છું પણ તે નૃત્યકી તરીકે નહિ; કલાની રીતે. ત્રિલોક, તું તો કલાનો રસિયો છે. કલાનાથ, સૌન્દર્યની કલા તું જ શિખ્યો નથી ?

ત્રિલોક ચૂપ ઉભો રહે છે.

તો પછી તું પણ કેમ આમ કરે છે ? સારું-નરસું એકી નજરે ત્હને પણ શું નથી સમજાતું ? તત્ત્વદ્રષ્ટા, આ રૂપમાં તું ક્યાંયે કલંક જુએ છે ખરો ? (અટકે છે) પણ મ્હારે તો હજી ઘણી વાતો કરવી છે. તું ક્યાં સુધી આમ ઉભો રહીશ !

ત્રિ : ત્હમારે શું જોઇએ છે ?

મા : પંડિતશ્રેષ્ટ, આમ અધીરો શું થાય છે ? તર્કની એકાદ મીમાંસા ખાતર રાત ને દિવસ પણ ભુલી જઇ તું કેટલી ધીરજ રાખી રહે છે ? તો પછી હૃદયની મીમાંસા કરવામાં આટલો ચપલ શું થાય છે ? તું બેસતો ખરો. રસનિધિ, ત્હને હજી પુરો નીરખવા તો દે. મ્હારી તૃષા તો હજી છીપી નથી.

ત્રિલોક માલાદેવી સામે બેસે છે.

ત્રિ : શું છે ?

મા : ત્રિલોક, તું આમ અતડો કેમ થાય છે ? મ્હારાથી એ નહિ સહેવાય; ને તું આમ શું જુએ છે ? ત્રિલોક, ત્હારી નજરમાં આવો તિરસ્કાર કેમ છે ?

ત્રિલોક અનુત્તર બેસી રહે છે.

થોડીકવારે

ત્રિલોક, સાંભળ, હું એક વાત કરવા ઇચ્છું છું. હું માલાદેવી નથી ને નૃત્યકી પણ નથી; સમજ્યો ?

ત્રિ : ત્યારે ?

**મા :** ત્રિલોક, હું એક સ્ત્રી છું.

ત્રિલોક માલાદેવીની આંખોમાં જુએ છે.

**ત્રિ :** તે ?

**મા :** સાંભળ, એમ ચિઢીયાં ના કર. ત્રિલોક, હું પણ ત્હારા જેવી જ પવિત્ર છું.

**ત્રિ :** (બેદરકારીથી) હશે.

**મા :** તું કેમ આમ નઠોર થાય છે? ત્હને વિશ્વાસ નથી આવતો ખરું? કલાધર, આજે નહિ, કોક દિવસ, હું યે ત્હારા વિશ્વાસની પાત્ર થઈશ. ત્રિલોક, રસેન્દ્ર, ત્હારા પાંડિત્યની, ત્હારી કલાની હું ઘેલી થઈ છું એટલે તું મ્હને ગમાર ગણે છે, ખરું? ત્રિલોક, આ સમગ્ર રાજ્યની ભાગ્યરેખાઓ હું જ દોરું છું. કલાના ઘેલા, આ દેશમાં માલાદેવીની આણ વર્તે છે એ તું જાણે છે? અહિંનાં માણસોનાં જન્મમરણનાં કુંડાળાં હું ધરું છું, સમજ્યો? (અટકે છે.)

ત્રિલોક અવાક બેસી રહે છે.

ને ત્રિલોક, મેં જ ત્હને દેવનગર તેડાવી મંગાવ્યો હતો.

ત્રિલોક આવેશમાં ઉભો થઇ જાય છે.

ત્રિ: ત્હમે? મહારાજ વિશ્વવર્માએ નહિ?

મા: (હસી પડી) કલાચતુર, આમ બાલક શું થાય છે? મહારાજ વિશ્વવર્મા તે કોણ? એનાં રત્નખચિત વસ્ત્રો દૂર કરી લે, જોઉં; એના શિરનો ઝગઝગતો તાજ લઇ લે; પછી બાકી શું રહે છે? રસરસિયા, એ પણ એક સાધારણ પુરુષ જ છે કેની? તું કલાનો જાણણહાર થઇ આમ શું કરે છે? ત્હારી કલા બધાંને ઘેલાં કરી મુકે છે તો મ્હારી આ કલા શું કહ્યું કરાવે પણ નહિ એમ? ત્રિલોક, ત્રિલોક, મ્હારાં સૌન્દર્યનો મ્હને એવડો તો ગર્વ હતો...

(અટકે છે)

ત્રિ: (સ્હેજ હસી) પછી?

મા: પછી શું? તેં મ્હારો ગર્વ મોડી નાંખ્યો. ત્રિલોક, બાકી ત્હને યે જીતવાની પેરવી તો મેં કરી જ હતી. એ જ કારણે મેં ત્હને બારોબાર સભામંડપમાં તેડાવ્યો હતો. મ્હને ઉમેદ હતી કે મ્હારી એક જ નજરે તું ત્હારૂં

-તાન ચુકી જઇશ. ત્રિલોક, દેશદેશાન્તરના ભલભલા મહા-ગાયકોના સુર એ સભામંડપમાં એ નજરે અધુરા રહ્યા હતા; ત્રિલોક ત્રિલોક, ધુરંધર શાસ્ત્રવિશારદોની સરસ્વતી એ એકજ નજરે ઓસરી ગઇ હતી. પણ...પણ જિતેન્દ્રિય, તું બધાથી ચઢ્યો ને હું હારી.

ત્રિ: ત્યારે તો મ્હારી નજર બાંધી લેવા માટે જ ત્હમે સભામાં મોડાં આવ્યાં હશો ?

મા; ત્હારો તર્ક ખરો છે, ત્રિલોક. ગાયકનો સુર બરાબર જામે ત્હેની જરાક આગમચ હું સભામંડપમાં પ્રવેશ કરતી. આજલગીના ગાયકો આ રૂપ જોતાંવાર ભાન ભૂલી જતા ને ત્રિલોક, મ્હારી એક નજરે પ્રેમનો કંઠ-બ્રહ્માંડમાં ચઢેલો અંતિમ સુર બેતાન થઇ લુપ્ત થઈ જતો ને પછી......

ત્રિ: (દાંત કચકચાવી) બસ કરો; પછી શું થાય છે. તે મ્હને ખબર છે. ત્હમે સાવ નિર્દય છો.

મા: ખરી વાત છે, ત્રિલોક, પણ તું કયાં નથી જાણતો કે કલા એ તો આપણું જીવન છે. એ લોક સાચી

કલા સમજતા જ નહિ. નહિ તો એમ કેમ જ થાય ? ત્રિલોક, તું કેવો સ્વસ્થ રહ્યો હતો ?

ત્રિ: હવે મ્હને જૂદી રીતે જીતવા નીકળ્યાં છો ?

**મા**: ના, ના, કલાનાથ, તું જીત્યો તે જીત્યો...ને... ને હું હારી. મ્હારાથી એ જ નથી સહેવાતું; એથી જ હું ત્હારી કને આમ ઉભી રહી છું. ત્રિલોક, કાં તો આપણી કલા એક થાય.........(અટકે છે)

ત્રિ: નહિ તો ?

**મા**: ના, ના, બીજો માર્ગ જ નથી. તેં મ્હને નિર્દય કહી પણ પોતાથી ચઢિયાતી કલાને અલગ રહી કેમ કરી જોયાં કરાય ? ખરી વાત છે. મ્હને ઇર્ષા થતી હતી પણ તું તો મ્હને અલગ ના જ રાખીશ. ત્રિલોક, ત્રિલોક, હું ત્હારી થવા માંગુ છું. (ઉભી થાય છે.) રસેન્દ્ર, મ્હારી સમગ્ર કલા ત્હારે ચરણે ધરૂં છું. આ બધું રૂપ, આ બધી કલા ત્હારી છે. લે લઇ લે.

ત્રિ: અને ?

**મા**: ના, ના, અને કાંઇ નહિ; મ્હારે કૈં જ નહિ જોઇએ. ત્રિલોક, કલાવર. ત્હારી સાથે એક થઈ જાઉં,

ત્હારી કલા જ થઇ જાઉં પછી ત્હારૂં-મ્હારૂં ક્યાં રહ્યું ? બોલ-કહે-શો ઉત્તર આપે છે ?

ત્રિ : અશક્ય છે; નહિ બને. હું ત્હમારો ભાવ પ્રીછું છું પણ-પણ એ બનવાજોગ નથી.-અશકય છે.

મા : કેમ, કેમ, ત્રિલોક, એમ કેમ ? તું એમ કેમ કહે છે ?

ત્રિ : કારણ ત્હમારા વડે મ્હારા આત્માના સુર નહિ જાગે.

મા : (જરાવારે) રસકોવિદ, આજે મ્હારો અહંકાર ચૂર્ણ થઇ ગયો—મ્હારૂં મ્હારાપણું કોણ જાણે ક્યાં જતું રહ્યું; બાકી......

ત્રિ : શું ?

મા : કૈં નહિ. (કપાળે કરચકી પાડી) પંડિતવર, આજલગી મ્હને આ જ્ઞાન ન્હોતું થયું. સંપત્તિ ને સૌન્દર્યથી મ્હારી બુદ્ધિ છકી ગઇ હતી. જીવનગુરૂ, મેં આજે જ જાણ્યું કે હૃદય જીતવા માટે સત્તા ને સૌંદર્ય બસ નથી

(અટકે છે.)

(નિશ્વાસ ડાખતી) ત્રિલોકનાથ, કુબેર ભંડારીને લોભ થાય એટલી અહિં સંપત્તિ છે. મેનકા કે ઉર્વશીને ઇર્ષા આવે

એવું આ રૂપ છે. છતાં એક હૃદયના સુર જગાડવા એ એક સમર્થ નથી તે મેં આજે જ જાણ્યું.

એની આંખોમાંથી આંસુઓ પડે છે તે લૂછી, થોડીકવારે

અરેરે, મેં આવી નિરાશા તો કદી કલ્પી પણ ન્હોતી. ત્રિલોક, મ્હારી ધ્વજા પર વિજયનો જ મુદ્રાલેખ છે.

ત્રિ : છોડીદ્યો ચિત્તને વાળી લ્યો; એ પંથ કાંટાળો છે. ત્હમારાં જેવાં સુકોમલ.....

મા : શું એમ બોલે છે? તું શું જાણે? કોઇ અર્ધ-ઉકેલી કલ્પના ઝાલી ઝલાતી ન હોય, કોઇ ગહન વિચાર હાથતાલી દઇ ઉડી જતો હોય, નવા સાંભળેલા કોઇ સુરો સ્મૃતિપટે આવી આવી સરી જતા હોય ત્યારે ત્હને કેવી યાતના થાય છે તે નથી ખબર? એ કલ્પના, વિચાર કે સુરોની શોધમાં ત્હારો જીવ કેટકેટલા વિશ્વોની પ્રદક્ષિણા કરી વળે છે? ત્રિલોક, એથી સહસ્ત્રધા વધારે વેદના હું અનુભવું છું, સમજ્યો? (અટકે છે.) ત્રિલોક આજથી તેરેક વર્ષની વાત છે. હું માતા સાથે વૃંદાવન ગઇ હતી. તે વખતે તું ત્યાં હતો, યાદ છે?

ત્રિ : હા, હૃદ્દગ.

મા : ત્યાં એક સાંજે પ્રથમ વાર મેં ત્હારા કંઠની હલક ઝીલી હતી. કદંબની નીચ ઘટામાં લપાઇને કનૈયા ચેઠમ તું ગાતો હતો. ત્રિલોક, એ સ્વરોમાં ત્હારા આત્માનું ગીત ને આમંત્રણ હતાં. પછી તે જ રાતે વાગ્સભામાં તું વિવાદ કરી વિજયી થયો હતો. ત્હને સાંભરે છે ?

ત્રિ : હા.

મા : ત્રિલોક, તે વખતે સઘળું લોક ત્હારા વિજયથી પ્રસન્ન થયું હતું પણ એક બાલકીના ન્હાના હૃદયને જેટલો ગર્વ ચઢયો હતો તેથી વધારે કોઇને ન્હોતો થયો. (અટકે છે) ત્રિલોક, પછી તો તું દેખાયો જ નહિ અને અમે અહિં આવ્યાં એટલે આકાશની એક જ ઘટા નીચે રહેવાનું આશ્વાસન હતું તે પણ જતું રહ્યું. ત્રિલોક, ત્યારથી હું કેવી અસહ્ય વેદના વેઠતી હતી ત્હેનું ત્હને શું ભાન ? મ્હારો આત્મા કેવાં કેવાં ઘોર અંધારા વનોમાં આજલગી ભટકતો હતો ત્હેની કલ્પનાયે ત્હને ક્યાંથી આવ ? રસેન્દ્ર, કદીક કોઈ પ્રવાસિદ્વારા ત્હારી કીર્તિ સાંભળતી ત્યારે ચિત્તને ઉલ્લાસ આવતો. બાકી તો આજ લગી ખાલું જીવન જીવ્યાં જતી. ( અટકે છે. ) અને-અને-આજે તું મળ્યો ત્યારે

ત્હારે હાથે હું અનાદર પામું છું. ત્રિલોક, હું આ મોળે હવે \ ll શકું ?

ત્રિ : (દયાર્દ્રભાવે) હું શું કરૂં ? એ કાંઇ મ્હારા હાથની વાત છે ?

આ : હું જાણું છું, કલાકિશોર, હું જાણું છું કે એ ત્હારા હાથની વાત નથી: ત્હારા આત્માને આધીન છે. જીવનગુરૂ, એમ ના હોત તો તું મ્હને આટલો પ્રિય જ ના હોત; ત્હારા આવા ત્યાગે, ત્હારા આ નકારે તો ઉલટો મ્હને ગર્વ ચઢે છે. ત્રિલોક, પોતીકા પુરુષ વિશે જે સ્ત્રી એવું કહી શકે કે 'વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક' ત્હેને કેટલો અહંકાર થતો હશે તે તું પુરુષ કેમ જાણે ? (અટકે છે. જરાવાર પછી) પંડિતવર, મ્હારા ચિત્તની સ્થિતિ હું જ સમજતી નથી. તેં મ્હારી પ્રણયયાચના સ્વીકારી હોત તો ઉલટો મ્હને ક્ષોભ થાત કે તું કેવો નિર્બળ છે; વળી પાછું એમ પણ થાય છે કે ત્હારા વિણ આ જીવન જીવું તો શું ને ન જીવું તો શું ?

ત્રિ : પણ આ બધા પ્રશ્નોને અવકાશ જ નથી. કદાચ ત્હમે જાણતાં નહિ હો પણ મ્હારું હૃદય ......

મા : ના, કલાચતુર, કાલ રાતે ત્હારું સંગીત સાંભળ્યું ત્યારથી જ હું ચેતી ગઇ હતી કે ક્યાંક પણ તે સ્ત્રીહૃદયનાં અમૃત દીઠાં છે. ત્રિલોક, નહિ તો એવા સુરો જાગે જ નહિ. ( અટકે છે ) તે ત્રિલોક, કહે તો ખરો એ કોણ છે જે આવી કલા જગાડે છે ?

ત્રિલોક સશંક માલાદેવી તરફ જુએ છે.

હું સમજી, ત્હને મ્હારો ભય લાગે છે, ખરું ? ખરી વાત છે; હું નિર્દય છું: ઝેરીલી છું પણ તું કશું સમજતો નથી. ત્રિલોક, મ્હારા રસનિધિ, ત્હારા સુર તો મ્હારા પ્રાણ છે. ત્હને બેસૂરો કરી હું શું કરું. ચાલ, કહે, જોઉં, એ સુભાગી આત્મા કોણ છે ?

ત્રિ : હું શું કહું ? ત્હમારાં જેવાં ગાનવલાગનાં ત્રિયાત્રિ આગળ એની વાત વિસાતે શી ? અસંખ્ય લોકના જન્મ મૃત્યુની કુંડલિઓ રચનાર ક્યાં ત્હમે ને ક્યાં એ? જવા દો. કહો, બીજી વાત કરો.

મા : તું પણ ઠીક ટાળો સારી જાણે છે, ત્રિલોક : પણ એ ત્રિયત્રિના રસદેહની કુંડલિ એ હાથમાં રાખી

કરે છે એ કેમ ભુલી જાય છે? ચાલ, કહે, આમ સતાવે છે શું? એનાં દર્શન તો કરાવ કે હું જન્મફેરો સફળ કરૂં.

ત્રિ: (ધીરેધીરે) જોઈશ–કોઈક દિવસ.

મા: જેવી મ્હારી મરજી, ત્રિલોક, પણ તું મ્હને ત્હારાં દર્શનથી તો વંચિત નહિ રાખે ને? ત્રિલોક, રસેશ્વર, હવે તો મ્હારૂં એ જ 'જીવનધન' છે

માલાદેવી ત્રિલોક સામે વિશ્વમંડળ ડોલાવે એવી સમર્થ નજર કરે છે.

ત્રિ: વારુ, કોઈક કોઈકવાર આવીશ. ત્યારે હું જાઉં?

મ.લાદેવી ઉભી થાય છે ને ત્રિલોકની પાસે જાય છે.

મા: રસદેવ, હું કેમ કરી કહું કે તું જા. તું કેવું પુછે છે? જન્મોજન્મ સાથે રહીએ તોય અધુરૂં લાગે તો આવડી અમથી ક્ષણમાં હું કેમ કરી કહું કે તું જા? (અટકે છે.) તમે પુરુષોનાં હ્રદય શાનાં ઘડ્યાં હશે? ત્રિલોક, પુરુષ સ્ત્રીનું હૈયું પારખતો ક્યારે થશે?

ત્રિલોક મ.લાદેવી સામે જુએ છે.

ત્રિ : હું જાઉં છું. (ત્રિલોક જવા માંડે છે.)

મા : (ગળગળા અવાજે) રસેશ્વર, મ્હને ભૂલી ના જઇશ હોં.

ત્રિલોક માલાદેવી તરફ પાછું વળી નજર નાંખી ચાલ્યો જાય છે.

પડદો પડે છે.

## પ્રવેશ ૩

સમયઃ થોડા સમય પછી એક સાંજ. સ્થળઃ માલાદેવીના ભવનની પાછલી અગાશી, માલાદેવી એક બાલ મયૂર જોડે રમત કરે છે. એટલામાં ત્રિલોક પ્રવેશે છે. માલાદેવી બાલમયૂરને ઉરાડી દે છે.

માલાદેવીઃ ત્રિલોક, તું આવ્યો ? હું તો રાહ જોઇ જોઇ અર્ધી થઇ ગઇ. આજ તો મ્હારે ત્હારા શુકને જવું હતું.

ત્રિલોકઃ કેમ આજે શું છે ?

માઃ તું નથી જાણતો ? આજથી માલાપ્રભુજીનું પર્વ શરૂ થાય છે. પણ તું બેસ તો ખરો.

ત્રિલોક એક બાજઠ પર બેસે છે. માલાદેવી ત્હેના પગ આગળ ગાલીચા પર બેસે છે અને આત્માની અનંત કાળની તૃષા છીપવતી હોય તેમ એના સામું જોયાં કરે છે.

ત્રિ : એમાં જ લોક બધાં પણ ઉત્સવ કરી રહ્યાં છે.

આ : હા, ત્રિલોક, કાલ રાતે ભોગ ધરાવાય ત્યાં લગી આખું નગર આનંદ કરશે (જરા ધીરેથી) એક હું અભાગિણીને જ કદી આનંદ નહિ હોય.

ત્રિ : (જાણે સાંભળ્યું ન હોય તેમ) ભોગ ? શેનો ભોગ ?

આ : કેમ વાત ઉડાવે છે ? મ્હારી વાત ત્હને ગમતી જ નથી ખરું ? ત્રિલોક, હું તો કદી ત્હારે હૈયે વસી નહિ જ શકું એમ ?

આલાદેવી નિશ્વાસ નાખતી હોય તેમ બેસે છે.

ત્રિ : ચારુલતા, એ એકની એક વાત કર્યે શો લાભ ? કોઇ એકની એક સ્વરપંક્તિમાં ગાયાં કરે તે સારૂ નથી લાગતું; કંઠ મધુર હોય તો ય.

આ : (ઉનાવળે) જુદી વાત છે, ત્રિલોક. એકનો એક અક્ષર એક જ તાનમાં તું ગાય તો યે મ્હને તો......

ત્રિ : ત્હમે તો ઘેલાં થયાં છો પણ કાલે શું થવાનું છે ?

માલાદેવી ફરિયાદ કરતી હોય તેમ ત્રિલોક તરફ જુએ છે. પછી

મા : કાલે ? હા, દર વર્ષે મહાપ્રભુજી ભોગ લેવા પધારે છે.

ત્રિ : શું ? મહાદેવ સદેહ આવે છે ?

માલાદેવી ચમકતી હોય તેમ જુએ છે

મા : (જડ અવાજે) હા.

ત્રિ : ત્હમે એમને નજરે જોયા છે ખરા ?

મા : (ઉતાવળે, કચવાતા અવાજે) ત્રિલોક, એ બધાનું ત્હારે શું કામ છે ? એવું એવું મ્હને ન પુછ.

ત્રિ : ચારુલતા, હું સમજી શકતો નથી કે ત્હમે આમ કચવાવ છો શા સારૂ ?

માલાદેવી ઉત્તર નથી આપતી.
જરાકવારે

મા : ત્રિલોક, જવા દેને આપણે... (અટકે છે.) જોને દર વર્ષે આ ચૌદશે વૈતરણીના જલમાં જુવાળ આવે

છે તે વખતે મંત્રશતે સવા દોકડાનો માલારાજને ભોગ આપીએ છીએ.

ત્રિ: (નવાઇ પામતો હોય તેમ) દોકડાનો ભોગ! નવાઇ જેવું છે. એમાં ભોગ શેનો?

એક બાજુ નજર કરતી, ધીમેથી

મા: ના દોકડા સાથે એક સ્ત્રી.....

ત્રિ: (ચીસ પાડતો હોય તેમ) સ્ત્રી?

મા: હા.

ત્રિ: ચારુલતા, ત્હમે આ શું બોલો છો? અરેરે, કલાની અધિષ્ઠાત્રી થઇ ત્હમારૂં હૃદય આવું નીચ છે?

મા: બસ કર, ત્રિલોક, તું એ બધું શું જાણે? તું જાણે તો તું એક શું અનેક સ્ત્રીઓનો......

ત્રિ: ચારુલતા, ચારુલતા, જે હૃદયની સીમા પણ ત્હમે જોઇ નથી એના વિશે......

મા: (ગળગળી થઇ) ત્રિલોક, ત્રિલોક, હું એ સમજું છું પણ........

ત્રિ: પણ શું? એમાં 'પણ' શું હોય?

પલવાર બેઉ જણ મૌન બેસી રહે છે.

તે શું ત્હમે પ્રતિવર્ષ કોઇકને એકેક સ્ત્રી આપી દ્યો છો એમ ?

મા : (ગુસ્સે થતી હોય તેમ) ત્રિલોક, ત્રિલોક, તું શું બોલે છે ? સ્ત્રીત્વને અમે લાંચ્છન લગાડીએ એમ ? (જરા ધીરી પડી) ત્રિલોક, કોઇક વાર, તું કેવું કે બોલે છે ?

ત્રિ : ત્યારે ત્હમે એનું શું કરો છો ? (કૈંક વિચાર આવ્યો હોય તેમ ફાટેલા અવાજે) એનો શું શિરચ્છેદ કરો છો ?

મા : ના, તે પણ નહિ. ધાર જોઉં, અમે એનું શું કરતાં હઇશું ?

ત્રિ : ચારુલતા, મ્હને નવાઇ થાય છે કે ત્હમે આવા વિષયમાં આમ નિસ્પૃહ થઇ શકો છો. મ્હારે એવી રમત નથી રમવી. મ્હારૂં મગજ ફરી ગયું છે. કહો, ત્હમે એનું શું કરો છો ?

માલાદેવી ત્રિલોક સામે જુએ છે.
એના મ્હોં પર કચવાટ દેખાય છે. તે
જોઇ

મા : જોને, ત્રિલોક, એને શું થાય છે તે તો હું નથી જાણતી.

ત્રિ : નથી જાણતાં ? કેવું અસંભાવિત ? માલાદેવના મન્દિરનાં ત્હમે અધિષ્ઠાત્રી, ત્હમે ના જાણો એ કેમ બની શકે ? ત્હમે........

ત્રિલોક ફર્ગો ગાય છે.

મા : ત્રિલોક, એનું આખરે શું થાય છે તે તો કોઇ જ જાણતું નથી. મધરાતે એને હોડીમાં બેસાડી અમે છોડી છોડી દઇએ છીએ. લોક કહે છે કે માલાપ્રભુ જળમાંથી આવી હોડી લઇ ચાલ્યા જાય છે.

ત્રિ : બસ કરો ચારુલતા, ત્હમારી આવી સુન્દર દેહમાં........( અટકે છે. )

મા : બોલ, બોલ, ત્રિલોક, કેમ અટકી ગયો ? સપ્ત વેણુથી પણ ત્હારું હૃદય દ્રવતું થતું હોય તો તું અટકે છે શા સારૂ ?

ત્રિલોક ઉત્તર આપતો નથી. ને અગાશીને ધરે જઈ ઉભો રહે છે માલાદેવી વિહ્વલ ચિત્તે હોઠ કરડતી ઉભી રહે છે ક્ષણ પછી

ત્રિ : ચારુલતા, ચારુલતા, કિયા ભાવના વેરે ત્હમે મ્હને આ પાપની ભૂમિમાં બોલાવ્યો ? અરેરે ! અહિંના અન્નજળ વિષ રૂપે મ્હારા શરીરમાંથી ફુટી આવતાં હોય એમ લાગે છે. (અટકે છે.) અને માલાદેવિ, કિયા સ્વાર્થ ખાતર આવી અપ્રતિમ દેહકલાને લાંચ્છન લગાડો છો ? (જરા અટકી) હું સમજ્યો, સૌન્દર્યની સત્તાથી ત્હમારી મહેચ્છા સંતોષાઇ નહિ હોય એટલે........

મા : (શાંત અવાજે) ત્રિલોક. કહેવા ખાતર કહેતો હોય તો કહે; હું સાંભળી જઈશ. બાકી હું કે તું જન્મ્યાં ન્હોતાં ત્યારથી આ પ્રથા ચાલુ છે. લોક કે માન સત્તા માટે મેં તો કાંઇ જ નથી કર્યું. આજ પેઢીઓ થયાં મ્હારૂં કુટુંબ આ મન્દિરનો વહિવટ કરે છે. બોલ, બીજું કાંઇ પુછવું છે. પુછ.

કેટલીવાર ત્રિલોક વિચારમાં ઉભો રહે છે.

ત્રિ : ચારુલતા, થવું તે થઇ ગયું. તે વખતે કોઇ સમજ્યું નહિ હોય; પણ હવે-હવે, ત્હમે આ નિર્દય પ્રથાનો શા સારૂ અંત લાવતાં નથી ? કલા ત્હમારૂં

જીવન છે તો શું માનવજીવન સુન્દરતમ કલા નથી? અને તેમાં યે સ્ત્રીના પ્રાણ? ચારુલતા, ત્હમારે હાથે...

મા: (ધીરેધીરે) ત્રિલોક, આ બધું મેં ધાર્યું વિચાર્યું નહિ હોય?

ત્રિ: અને તો ય ત્હમે એ કરો–કરાવો છો?

મા: હા, પંડિતશ્રેષ્ઠ, જીવન શાસ્ત્રોથી અઘરૂં છે. હું કરૂં છું તે યોગ્ય જ કરૂં છું.

ત્રિ: કારણ? કેવી રીતે યોગ્ય કરો છો?

મા: ત્રિલોક, એ બધું ના પુછ. એ વાત ત્હને કહેવાય એવી નથી. તેથી–માત્ર તેથી જ મ્હારાથી નથી કહેવાતું. નહિતર ત્હને...ઓ, ત્હારાથી કંઇ પણ વાત ગુપ્ત રાખતાં મ્હારૂં હૃદય કેવું છિન્નભિન્ન થઇ જાય છે. તું જો તો ખરો. રસેન્દ્ર, જો મ્હારૂં હૃદય કેવું ત્રુટુંત્રુટું થઇ રહ્યું છે?

ત્રિલોક અનુત્તર વિચારમાં ડુબ્યો રહે છે. ક્ષણવાર પછી

ત્રિ: ચારુલતા, હું વિનવું છું, પગે પડું છું......

મા: (ઉતાવળે) મ્હારા પ્રાણ, તું શું આમ બોલે છે? મ્હારાથી થતું હોય તો......

માલાદેવીના હૃદયમાં દર્દ ભરાય છે. બે હાથે તે મ્હોં ઢાંકી દે છે. ત્રિલોક અગાશીના ધરે જઈ ઉભો રહે છે. થોડીવાર પછી

ત્રિ: ચારુલતા, હું જોઇ શકું છું કે ધરણી જેવા ત્હમે અવિચલ છો. તો ઠીક, હું કાલે જતો રહીશ.

માલાદેવી ચમકે છે.

મા: (ઉતાવળે) ત્રિલોક, ત્રિલોક, તું આમ શું કરે છે? મ્હારૂં—

ત્રિ: ચારુલતા, આ ભૂમિમાં મ્હને સર્વત્ર ભૂતાવલિ દેખાય છે. મ્હારો જીવ અહિં રૂંધાય છે.

મા: ત્રિલોક, એ તો મેં જાણ્યું જ હતું. વિધાત્રિ એવી ઈર્ષાળુ જ છે. (અટકે છે.) પણ ત્રિલોક, તું સાંભળતો ખરો. તું જાણે છે કે અહિંની પ્રત્યેક સ્ત્રી તો સ્વાર્પણ કરવા.........

ત્રિ: (તિરસ્કારમાં) બસ થયું હવે, ચારુલતા, એ બાપડાંને પરાપૂર્વથી એ જીદ્દાણામાં ઉછેર્યાં છે એટલે એ તો એમ જ કહે. વિષનો કીડો વિષથી પર નથી જતો પણ મ્હારૂં–ચારુલતા, મ્હને પણ........

માઃ (શાંત સ્વરે) કલાનિધિ, ઉભો રહે. તું જાય તો ભલે જા; પણ ત્હારાં મીઠાં સ્મરણ તો રહેવા દે. હું એ વડે જીંદગી જીવી નાખીશ પણ તું આમ કલેશ કરી જતો રહીશ તો હું કેમ જીવીશ ?

ત્રિલોક-જરાવાર ચૂપ ઉભો રહે છે. માલાદેવી અંતર ચીરાતું હોય ને ત્હેની વેદના સહન થતી ના હોય તેમ આંખો મીંચે છે. ત્રિલોક ત્હેને જુએ છે ને ધીરા પગલે ચાલ્યો જાય છે. માલાદેવી આંખો ઉઘાડે છે ને ત્રિલોકને જોતી નથી. એના શરીરનું રુધિર બધું હરી જતું હોય તેમ લાગે છે.

(ધીરેધીરે) ત્રિલોક—ઓ ત્રિલોક.........

પડદો પડે છે.

## પ્રવેશ ૪

સમય: બીજા દિવસની ફુટતી સવાર. સ્થળ: ત્રિલોકના ઓટલે. ત્રિલોક સિતાર લઈ બેઠો છે; એ પર ભૈરવનો ઠાઠ રચી એની ક્રિયા કરે છે. પછી તંબુરા સાથે 'પ્રાતઃ ભયો યદુનંદન જાગોરી' એ ગાવા માંડે છે. એટલામાં એનો પડોશી પોતાનું બારણું ખોલી બહાર આવે છે; નિરાશ થતો હોય તેમ પોતાની ભીંત તરફ નજર કરે છે. એટલામાં ત્રિલોકની ભીંત તરફ એની નજર જાય છે, અને આવેશમાં આવતો હોય તેમ ત્રિલોક તરફ દોડી આવે છે.

પડોશી : (ઉતાવળા અવાજે) માહાપ્રભુની જે.

ત્રિલોક એની સામે જુએ છે. એની આંગળીઓ તંબુરાના તાર પર રહી જાય છે. એના મોં પર ક્રોધ અને તિરસ્કાર તરી આવે છે.

બાપજી, માલાપ્રભુની મહેરથી ત્હમારો જન્મફેરો સફળ થયો.

ત્રિલોકની આંખો તણાય છે.

ત્રિ : (ઉતાવળે, ત્રાડા અવાજે) મ્હારો જન્મફેરો ? મ્હારે શું છે ?

પ : કેમ વળી બાપજી, માલાપ્રભુજીએ ત્હમારી સ્ત્રીનો સ્વીકાર કર્યો.

ત્રિ : (ક્રોધમાં) શું ?

પ : હા, બાપજી. આ જુઓને (ત્રિલોકના ઘરનો ટોલ્લો બતાવી) આ સિંદુરના થાપા. બાપજી, એ માલાપ્રભુનો હાથ. ત્હમે વીસે આંગળીએ ઇશ્વર પૂજ્યા હોં. બાપજી, ત્હમારી સાતે પેઢી તરી ગઇ.

ત્રિલોક ઘરના ટોલ્લા સામે જોઇ રહે છે. એની આંખોમાંથી અગ્નિ વરસતો હોય તેમ લાગે છે ક્ષણવાર પછી

ત્રિ : (સ્વગત) ચારુલતા, કુલચિત્રી ! ત્હારૂં ખપ્પર આટલું જલ્દી ભરીશ એમ ન્હોતું કલ્પ્યું.

( પ્રકટ ) ભાઈ, મ્હારે બારણે આ કોણ કરી ગયું તે જાણો છો ?

પ : બાપજી, માલાપ્રભુએ જ કર્યું. બીજું કોણ હોય ?

ત્રિ : (ચીઢવાતો હોય તેમ) હા, પણ કોનાં હાથે કર્યું ?

પડોશી સમજતો ન હોય તેમ
ત્રિલોક સામું જુએ છે.

પ : બાપજી, એ તો મન્દિરના ભુવાને દેવ આવે છે તે એ કરી જાય છે.

ત્રિ : ભાઈ, પછી હવે શું થશે ? ત્હમે જાણો છો ?

પ : હા, બાપજી, હમણાં સતીમાને તેડવા રથ આવશે ને અસ્વારી નીકળશે.

ત્રિ : (દાંત કચકચાવી) એમ કે ?

પ : હા, બાપજી, ત્હમે માને તૈયાર કરો. કહો તો મ્હારા ઘરમાંથી......

ત્રિ : ( ક્રોધમાં ) ના, જરુર નથી. ત્હમે જતા રહો.

પડોશી ગુન્જતો, કેં સમજતો ન હોય
તેમ ગુંચળાતો ઉભો રહે છે. પછી

પોતાના ઘરમાં ચાલ્યો જાય છે. ત્રિલોક પલવાર વિચાર કરતો ટટાર ઉભો રહે છે. એટલામાં વનશ્રી બ્હાર આવે છે.

(ઉતાવળે) શ્રી, શ્રી, અંદર જતા રહો. કોઇ......

**વનશ્રી :** (ચોપાસ નજર કરી લઇ હસતી હસતી) પ્રેમ, આ કાંઇ ગ્રહણ સમય નથી.

**ત્રિ :** (કરુણ અવાજે) હા, વન, રાહુથીયે વધારે ભીષણ કાલશત્રુ ત્હમારો ખગ્રાસ કરવા તલપે છે.

**વ :** પ્રેમ, કેમ આમ વિહ્વળ લાગો છો ? શું છે ?

**ત્રિ :** શ્રી, ન્હાસી છૂટવાની આપણી યોજના ધૂળ વળી. આ જોયું ? (ટાલા તરફ આંગળી કરી) આ ? આપણા...

**વ :** એની તો મ્હને ખબર છે.

**ત્રિ :** એ શું છે તે જાણો છો ?

**વ :** હા, વળી.

**ત્રિ :** શ્રી, શ્રી, ત્હમે નથી જાણતાં. ત્હમે જાણતાં હો તો આમ સ્વસ્થ ઉભાં ના રહો. શ્રી, એ ચારલતાનું કાલકૃત્ય છે; વન, ત્હમારા મૃત્યુની......

**વ :** પ્રેમ, એ કૃત્ય એનું નથી; મેં જ એ કરાવ્યું છે.

ત્રિ: ત્હમે ?

વ: હા, બીજો ઉપાય ન્હોતો.

ત્રિ: ઉપાય ? શેનો ઉપાય ?

વ: (ચોપાસ નજર કરી, ધીરા સાદે) નાથ, આપણા જવાના બધા માર્ગો એણે બંધ કરાવ્યા છે: પ્રત્યેક દરવાજે એની મનાઈ આજ્ઞા ફરી વળી છે. જોઇતો મ્હને એ કહી ગયો એટલે મેં આદિરમલને ઘોડીઓની ના કહાવી.

ત્રિ: પણ એ વાતને આને શો સંબંધ છે ?

વ: હા, તે અહિંથી કેમ છુટાશે એના હું વિચાર કરતી હતી એટલામાં ક્યાંક બગુ આવી ચઢ્યો.

ત્રિ: બગુ ? કોણ પેલો બગુચક જેવો ત્હમારી કને બેસી રહે છે તે ?

વ: ત્હમે બીચારાને આમ શું કહો છો ? એ મ્હને કેટલું બધું ચાહે છે ?

ત્રિ: હશે પછી ?

વ: પ્રેમ, એ પેલીના મન્દિરનો પુત્રો છે. એ જ આ બારણે થાપા મારી ગયો.

ત્રિ: એટલે ત્હમે છુટવાને માટે મૃત્યુ વહોરી લીધું એમજ ને?

વ: પ્રેમ, કેમ આમ અમંગળ બોલો છો?

ત્રિ: શ્રી, શ્રી, મ્હારૂં ચિત્ત વ્હલોવાય છે. ત્હમે બધું ઝટ કહી દ્યો.

વ: પ્રેમ, એ બબ્રુ બીચારો મ્હારાં પગલાં પૂજે છે. એ કહેતો નહિ પણ હું એનું અંતર જાણી ગઇ હતી.

ત્રિ: એ બધું હશે; પછી?

વ: મેં એને આપણે બારણે થાપા મારવાનું કહ્યું હતું.

ત્રિ: હા, પણ શા સારૂ! હાથે કરી...

વ: (એકદમ ધીરા અવાજે) કેમ વળી; પછી આપણે હોડીમાં બેસી ન્હાસી છુટશું. બીજો તો રસ્તો જ નથી.

ત્રિ: શ્રી,શ્રી, મ્હને આ સુજયું જ નહિ. કેવું સારું થયું? એના દાવે એની જ સોગઠી મરશે.

વ: એ તો મ્હને પણ સુજયું ન્હોતું પણ એમ થયું કે કાલે બબ્રુ આવ્યો ને કહે છે: 'દેવિ, હું માંગુ તે આપો તો સાત ભવના તપે ના ગળે તે હું ત્હમને આપું"

મેં કહ્યું, " મ્હારે તો કૈં નથી જોઇતું પણ ત્હારે શું જોઇએ છે ?" બીચારાએ જેમતેમ કરતાં હિમ્મત કરી કહ્યું કે "મ્હારી આંખોને ત્હમારા હાથનો સ્પર્શ કરવા દ્યો". હું હસી પડી ને આપણે સંતાકુકડી રમીએ છીએ તેમ એની પાછળ દોડી જઇ એની આંખો એવી ડબાવી કે એ બૂમો પાડી ઉઠ્યો ને મ્હારૂં હસવું તો માતું યે ન્હોતું.

ત્રિ : પછી ?

વ : પછી મેં એને પુછ્યું કે અલ્યા તું એવું તે શું આપવાનો હતો ? પ્રેમ, એ તો પાકો ગાલો છે. મ્હને કહે કે એ આપણે બારણે થાપા મારી જશે. પ્હેલાં તો મ્હને એવી ચીત્રી ચઢી પણ તર્ત સુઝ્યું કે શા માટે આપણે એનો લાભ ના લઇએ ?

ત્રિ : શ્રી, શ્રી, હજી ઈશ્વરની દયા છે એટલું સારૂં છે,

વ : (મ્હોં એ હાથ ડબાવી) પણ પ્રેમ, મ્હને તો બળ્યું એવું હસવું આવે છે. જાણે મ્હને સ્વર્ગ અપાવ્યું હોય એટલો એને ગર્વ ચઢ્યો છે. એ બીચારાને જો જાણ થાય.........

એટલામાં દૂરથી શંખો ફુંકાય છે તે સંભળાય છે.

**આચાર્ય :** દેવિ, એના પતિનું નામ ત્રિલોકનાથ...

**મા :** (ચીસ પાડી) કોણ ?

**આ :** દેવિ, પંડિત ત્રિલોકનાથ તે......

માલાદેવીનાં આંખે અંધારાં આવે છે. મહારાજ વિશ્વવર્માના ખભે હાથ મૂકી તે આંખો મીચી દે છે.

**વિશ્વ :** (સચિન્ત સ્વરે) દેવિ, દેવિ, શું થયું ?

માલાદેવી ટટાર થાય છે ને આંખો ઉઘાડે છે. એક વિપલમાં, ત્હેનું મોં જાણે વર્ષોની માંદગી વેઠી હોય તેવું ફીકકું પડી જાય છે. એની બુદ્ધિ વિચાર-ઘુમ્મટમાં લય પામતી હોય-તેમ જરાક વાર તે ઉભી રહે છે. પછી

**મા :** (ધીરેધીરે) મહારાજ, આનો મોગ નહિ થાય.

આગળ પાછળ એગા મળેલાં લોકો બૂમો પાડી ઉઠે છે.

**વિ :** હેં ? એમ કાંઇ થાય ?

મા : (દૃઢ અવાજે) ખરી વાત છે, મહારાજ.

વિ : પણ........

મા : મહારાજ, આ વિષયની અહિં ચર્ચા કરવી અયોગ્ય છે. ( આચાર્યને ) આચાર્યજી, સ્વારી બંધ કરો; ને ત્હમે એ દંપતીને લઇ પ્રજા સાથે મન્દિરે આવો. ( વિશ્વવર્માને) મહારાજ, પધારો.

વિશ્વવર્મા જરાક અટકે છે. અને માલાદેવી સામું જુએ છે.

હા, મહારાજ પધારો.

વિશ્વવર્મા અને માલાદેવી હાથીએ બેસીને જાય છે. લોકો આશ્ચર્યમાં, ઇર્ષ્યા-રાટમાં જોઈ રહે છે. ત્રિલોક એક ખૂણે ઉભો છે. એટલામાં એનો પડોશી આવે છે. ત્રિલોક ત્હેને ઉભો રાખે છે

ત્રિ : કેમ, ભાઇ શું થયું ?

પ : મેં ન્હોતું કહ્યું ? એ તો એવુંજ થાય. માલા-પ્રભુ તો બધુંય જાણે ત્હમારાં એવાં નસીબ જ નહિ.

ત્રિ : હા, પણ શું થયું તે તો કહો.

પ : કેમ વળી, દેવીને પ્રભુજીએ દર્શન દીધાં ને ના કહી. તમને શ્રદ્ધા નહિ હોય.

પરદેશીના ટોળામાંથી એક માણસનું
આ વાતચીત તરફ લક્ષ જાય છે. તે
પાસે આવે છે.

હવે મહાપ્રભુજીનો કોપ થશે ને રામ જાણે હવે શું નહિ થાય ? તમે પરદેશી......

એક માણસ : (મ્હોટે અવાજે) હા, એ સાળાં પરદેશીઓ જ બધું સત્યાનાશ વાળે છે.

બીજા પાંચ-દશ માણસો પાસે
આવી ઉભા રહે છે.

પરદેશી : અરે, ભાઈ, આને મેં તો બહુય સમજાવ્યું હતું. હાય, હાય, હવે શું થશે ?

બે ત્રણ માણસો : આપણો નાશ થવા બેઠો છે.

એક નવું ટોળું પાસે આવે છે.

એક અવાજ : એને પકડીને અગ્નિમાં હોમવો જોઈએ.

બીજો અવાજ : નહિ તો એની ચામડી ઉતારવી જોઈએ.

દરમ્યાનમાં લોકો વધે છે. કોલાહલ વધે છે. એકમેકનો અવાજ ધૂમરડિઓ ફરતો નાદસાગરમાં અસ્પષ્ટ થઈ જાય છે. દૂરના એક ઓટલે વનશ્રી આવે છે અને ત્રિલોકને દૂરથી શોધી કાઢેછે. પળવાર ત્હેની નજર મેળવવા તે ઉભી રહે છે પણ ત્રિલોકની નજર લોક તરફ હોય છે. તેથી પોતાની વેણીમાંથી ફુલ કાઢી ત્રિલોકના મ્હોં તરફ તાકીને ફેંકે છે ત્રિલોક એના તરફ જુએ છે ત્હેને ઈસારતથી પાસે બોલાવે છે. ત્રિલોક લોકનાં ટોળાંમાંથી કળેકળે બ્હાર આવે છે ને વનશ્રી પાસે જાય છે.

વ : શું થયું ?

ત્રિ : આપણો દા' ખાલી ગયો.

વ : કેમ ?

ત્રિ : એણે ભોગ લેવાની ના પાડી. ચતુર છે તે ચેતી ગઇ હશે.

વ : હવે ?

ત્રિ : જોઇએ, શું થાય છે તે.

વ : પણ બધાં લોક આપણી સામે ઉશ્કેરાતા જાય છે. કોઇ કહે છે કે તમે ના પાડી ને કોઇ કહે છે એણે દેવ દીઠા તેણે ના કહી.

ત્રિ : એતો લોક છે. હજી પળવાર પછી તો એવી અનેક ગપ્પો જન્માશે.

વ : પણ બધા બહુ ઉશ્કેરાયા છે હોં.

ત્રિ : હા, એ આપણને ફાવતું. લાગ આવે તો એમને જ સાધન કરીએ.

વ : એમને ? એમ કૈં થશે ?

ત્રિ : હા, શા સારૂ ન થાય ? ઘેટાનાં ટોળાં ને લોક સરખાં. વાળીએ તેમ વળે. લાગ મળવો જોઇએ.

વ : પણ જો જો, હોં, કૈં—

ત્રિ : સારુ, સારુ. કૈં ચિન્તા નહિ, તમે જાવ.

વનશ્રી ત્રિલોક તરફ સસ્નેહ દૃષ્ટિ
કરી જાય છે. ત્રિલોક લોકનાં ટોળાં તરફ

જવા માંડે છે. એટલામાં આચાર્ય
પાસે આવે છે.

આચાર્ય : ત્રિલોકનાથ, ચાલો.

ત્રિ : ક્યાં ?

આ : ત્હમારે ને ત્હમારી સ્ત્રીને મન્દિરે આવવાનું છે. દેવીની આજ્ઞા છે.

ત્રિલોક પળવાર ઉત્તર આપતો
નથી. એની ભ્રમર ખેંચાય છે. એના
દાંત કચકચે છે.

ત્રિ : હમણાં નહિ અવાય. મ્હારે......

આ : ત્રિલોકનાથ, એ તો તે વખ્તે પણ ત્હમે એમજ કહેતા હતા ને પછી દેવીના કૃપાપાત્ર થઇ પડયા.

ત્રિ : અમારૂં ત્યાં શું કામ છે ?

આ : તે ખબર નથી, પણ ચાલો હવે, વાર થાય છે.

ત્રિ : આચાર્યજી, આ વખત નહિ બને: બીજી ફેરા આવજો.

ઉતાવળે પતશ્રી પ્રવેશ કરે છે.

**વનશ્રી**: હા, નાથ, ચાલો, એમાં વિચારવાનું નથી.

ત્રિલોક વનશ્રી સામું જુએ છે.
એની આંખોમાં ગભરામણ લાગે છે.
એનું મ્હોં રતામણું દેખાય છે.

ત્રિ: હા, ચાલો, આચાર્યજી, આગળ થાવ.

આચાર્ય આગળ ચાલવા માંડે છે.

(ધીરેથી) કેમ?

વ: (ધીરેથી) કોઇએ આપણું ઘર ચેતાવ્યું છે ને...ને...

ત્રિ: (ધીરેથી) શું?

વ: (ધીરેથી) નાથ, બન્ધુ હમણાં કહી ગયો કે એ લોક આપણો જીવ લેવા ધારે છે.

એટલામાં પાછલનું ટોળું ત્રિલોક તરફ ધસી આવે છે. રમખાણના અવાજે આચાર્ય પાછળ જુએ છે ને પાછો આવે છે.

આચાર્ય: મહાપ્રભુની જે.

લોક થંભી જાય છે. આચાર્ય ત્રિલો-
કનો હાથ પકડી, વન્શ્રીને આગળ કરી
જાય છે. ઉશ્કેરાયલા લોક, સમ ખાતા
વેરપ્રતિજ્ઞાઓ લેતા, કોલાહલ મચાવતા
પાછળ પાછળ જાય છે.

## પ્રવેશ ૫

સમય: એજ સહવાર. સ્થળ: માલાદેવનું મન્દિર. વચ્ચોવચ સોનાના મચ્છાસન પર માલાદેવની ભવ્ય અને પ્રચંડ મૂર્તિ બિરાજે છે. ત્હેની સામે સહસ્રદીપક બળે છે. સામે પૂજાની સામગ્રિ, પ્રસાદ, ઇ. પડ્યું છે. કમાડ ઉઘડે છે. અને માલાદેવી અને ત્હેની પાછળ મહારાજ વિશ્વવર્મા પ્રવેશ કરે છે.

**માલાદેવી:** નહિ, કદી નહિ, મહારાજ, એ કદી નહિ બને.

**વિશ્વવર્મા:** પણ દેવિ, આ ત્હમારો હઠાગ્રહ છે. આવું કદી થયું નથી ને થશે નહિ.

**મા:** થશે, મહારાજ, મેં કહ્યું એટલે થવુંજ જોઇએ.

**વિ:** પણ દેવિ, ત્હમે વિચારો તો ખરાં: માલાપ્રભુ કોપે તો શું નહિ થાય? દેશ પર દુઃખનો વરસાદ વરસશે, રોગચાળો ફુટી ઉઠશે: પાક વણસી જશે. દેવિ, માલાપ્રભુના કોપની ત્હમને શું ખબર નથી?

આચાર્ય, ત્રિલોક અને વનશ્રી પ્રવેશ કરે છે. ત્રિલોકની આંખ ભભુકી ઉઠતી હોય તેવી જણાય છે. માલાદેવી ન દેખાય તેમ જરાક ડોક મરડી ત્રિલોકનું સ્વાગત કરે છે.

મા : (તીખા અવાજે) મહારાજ, હવે બસ થયું; મ્હારૂં કહ્યું માનો નહિ તો પસ્તાવું પડશે.

ત્રિ : દેવિ, ? ભલે ગમે તેમ થાય તો પણ એ સ્ત્રીનો ભોગ ધરાવવો જ જોઇશે. હું જોઉં છું કે દેવનગરના સમ્રાટની આજ્ઞા આડે કોણ આવી શકે છે ?

મા : મહારાજ, હું આડે આવીશ. હજી મ્હારૂં કહ્યું માનો........

ત્રિ : ત્હમારા કહેવા કરતાં મ્હને પ્રભુજીની આજ્ઞા વધારે બંધનકર્તા છે.

મા : (ગુસ્સે થતી હોય તેમ) પ્રભુજી, કયા પ્રભુજી ?

ત્રિ : આટલી વારમાં ત્હમે ભૂલી પણ ગયાં એમ કે ? આ—જુઓ, આ માલાપ્રભુ.

માલાદેવી ખડખડાટ હસી પડે છે. ત્રિલોક કાંઇ સમજતો ન હોય તેમ

આશ્ચર્યલીન થઇ ઉભો રહે છે. વનશ્રી તીણીતીણીને માલાદેવી સામું જોઇ રહે છે.

મા : મહારાજ! (મૂર્તિ તરફ આંગળી કરી) આ? આ ત્હમારો પ્રભુ?

આચાર્ય હેબકાઈ ગયા હોય તેમ ધ્રૂજતો ઉભો રહે છે. વિશ્વવર્મા તરવાર પર હાથ મૂકે છે.

(સખત અવાજે) મહારાજ વિશ્વવર્મા, ઉભા રહો. ત્હમારો માલાપ્રભુ કોણ છે તે ઓળખાવું.

માલાદેવી મૂર્તિ પાસે જાય છે અને મૂર્તિની ડોક મરડે છે. જરાવારમા એનું શિર ધડથી જૂદું થાય છે. મહારાજ વિશ્વવર્મા ભોંયે બેસી પડે છે.

મહારાજ, અખંડ ગણાતી આ મૂર્તિના ખંડન માત્રથી આમ નિર્બળ થઇ પુરુષત્વ લજાવો નહિ. ઉઠો-ઉભા થાવ.

વિ : કૃત્યા, કૃત્યા, તેં આ શું કર્યું?

મા : મહારાજ, નિરર્થક કલ્પાંત કરવાનો શોખ થયો

હોય તો રાજમન્દિરે જઇ કલ્પાંત કર્યાં કરજો. જુઓ·

મૂર્તિનું શિર લઈ, એમાંથી એક લખોટો કાઢી વિશ્વવર્માને આપે છે.

મહારાજ, આ વાંચો.

મહારાજ વિશ્વવર્મા તે હાથમાં લે છે પણ એની આંખો વાંચી શકતી નથી. એના મગજતંતુઓ બહેર મારી ગયાં હોય તેમ એ કાગળ તરફ જોઇ રહે છે.

મહારાજ, વાંચ્યું ?

વિ : (દયામણા અવાજે) મ્હારાથી નથી વંચાતું. માત્ર રાતાંપીળાં દેખાય છે.

મા : મહારાજ, મ્હારૂં કહ્યું માન્યું હોત તો આ વખત ના આવત. હશે હવે, મહારાજ, થયું તે થયું. ત્હમારા રુધિરમાં સદીઓથી ભરાઇ બેઠેલા વ્હેમો ને બ્હીકોને દૂર કરો ને મ્હારૂં સાંભળો (અટકે છે)

મહારાજ, આજથી ઘણાં વર્ષો પૂર્વે માલારાણા નામનો એક બલવાન ચાંચિયો......

વિ : હેં ?

મા : હા, મહારાજ, આ માલારાણો બલવાન ચાંચિયો હતો. દેવનગરના વહાણવટીઓને તે છડેચોક લૂંટતો. સ્ત્રીઓને ઉપાડી જતો. એવાં એવાં અનેક કાળકૃત્યો તે કરતો.

ખડકે છે.

દેવમહારાજ નામના હમારા પ્રપિતામહે ઘણીયે વાર એ દાનવ જોડે યુદ્ધ કર્યું. કેટલીક વાર એને હરાવ્યો પણ ખરો; પણ એ દુષ્ટાત્માએ દેવનગરનો પીછો છોડ્યો નહિ. મહારાજ, આખરે દેવરાજે એની જોડે આ કરાર મુજબ સંધિ કરી. એની રુએ સવા લાખ દોકડા અને એક સ્ત્રી એટલું દર વર્ષે એને અપાતું ને એ લેવા આ ચૌદસની મધરાતે વૈતરણીમાં અવશ્ય આવી તે ઉભા રહેતો ને આ પારથી એના હાપાં સહિત છુટેલી હોડી લઇ ને ચાલ્યો જતો. મહારાજ, પછી વર્ષો વહ્યાં હશે ને એ મૂઓ હશે પણ થોડાક વખત એની ટોળીનું કોઇ કોઇ માણસ ચૌદસે આવતું ને હાપું લઇ જતું. આમ ત્રણચાર પેઢીઓ ચાલ્યાં કર્યું. આખરે બનવા જોગ છે તેમ એની ટોળી પણ નાશ પામી હશે કે પછી કોઇ બીજા કારણથી એક વર્ષ હાપું લેવા કોઇ આવ્યું નહિ. છતાં માલારાણાના જુલમથી ત્રાસી ગયલી પ્રજાએ બ્હીકના માર્યાં એનું હાપું વૈતરણીને સોંપી દીધું. આમ વર્ષો લગી ચાલ્યું. પછી તો મહારાજ,

અનેક દંતકથાઓ થઇ, ને કાળે કરી માલારાણો ચાંચિયો મટી પ્રભુ બન્યો ને એની આ મૂર્તિની સ્થાપના થઇ. પછી કોઇકે શેષનાગ પર વૈતરણીમાં વિહાર કરતા માલાપ્રભુને જોયા ને અનેક ભાકતો એની માળા જપતાં મરી ગયા. (અટકે છે.)

મહારાજ, તે આજલગી દરવર્ષે એનું ભયાનક હાપું વૈતરણીના રૌદ્ર જલમાં તરતું મુકાય છે. માત્ર ધનલોભી પ્રજાએ દામમાં ગફલત ચલાવી સવાલાખને સાટે પ્રભુ તો ભાવના ભૂખ્યા કહી સવા દોકડાથી હાપું ચૂકવવા માંડ્યું. (અટકે છે.) મહારાજ, મ્હારી પ્રપિતામહીને આ કરાર અચાનક રાજ્યમન્દિરના ભોંયરામાંથી જડ્યો ના હોત તો આજનું અનિષ્ટ પણ કદાચ થઇ જાત.

પલવારની શાંતિ

સિ : (હોઠ કરડતો) અને, એ ચાંડાળ જીવ, ગઇસાલ મ્હારી એકનીએક કન્યાનો ભક્ષ લેતાં ત્હને આ સુઝ્યું નહિ ?

મા : (અતડાઇથી) મહારાજ ત્રિભુવનમાં, જે જીહ્વાને અમૃત પાયાં છે ત્હેને વિષ શા સારૂ ચખાડો છો ? જેને 'હરિ' નામોચ્ચારની સુટેવ છે ત્હેને નીચ આદત શા સારૂ પાડો છો ! અને એ રાજર્ષિ, કેટલીયે સ્ત્રીઓની હત્યા

થઇ ગઇ ત્હેમાં ત્હમારી કન્યા જ ત્હમને સાંભરી આવી ?

ચાટકે છે.

હા, મહારાજ, મ્હને તો ક્ષણે ક્ષણે એ યાદ આવતું પણ એમાં જ ત્હમારૂં ને ત્હમારી પ્રજાનું શ્રેય છે એટલે...

વિ : પ્રજાનું શ્રેય ? કઇ રીતે ?

મા : હા, શ્રીમાન્, ત્હમારી પ્રજાના શરીરની એ એક જ કરોડ હતી. ધર્મ, સાચા કે કલ્પિત ધર્મને લીધે ત્હમારી પ્રજામાં જીવન હતું. ધર્મની બ્હીકે એ લોક નીતિ પાળતાં; મહારાજ, ત્હમારા સૈનિકો નિરાશ થતા ત્યારે 'માલાપ્રભુ'ની હાકલે એમનામાં નવીન જોમ આવતું; ત્હમારા કારીગરો એની દૈવી શક્તિમાં શ્રદ્ધા રાખી અકથ્ય કામો કર્યે જતા; સમગ્ર રાજ્યનાં દુઃખિયાં ને હાજેલાં એની અદીઠ બાંહ્ય ઝાલી જીવન જીવતાં. મહારાજ, અલ્પ જીવોનું એ એક જ વિરામસ્થાન હતું. નિર્બળનું એ એટલું જ બળ હતું. નિરાધારોનો એ એટલો જ આધાર હતો. નરેન્દ્ર, એ તુટતાં એમનું બળ વણસી જાત. કોઇકના આધારે ચાલ-નાર પ્રજા નિરાધાર થતાં બેસી પડત. મહારાજ, એમને એની ટેવ પડી હતી, એક જાતનું વ્યસન થયું હતું. વ્યસ-નીના પ્રાણ રુંગળાય તેમ પ્રજાના પ્રાણ રૂંધાઇ જાત.

વિ: (ક્રોધમાં) અને–અને હવે આ બધું નહિ થાય !

મા: હવે ? હા, મહારાજ, એ બધું થશે. મ્હને એ કાજે અત્યંત દર્દ થાય છે, મ્હારા હૃદયની નસો તુટે છે. પણ–પણ એ તો અનિવાર્ય છે.

વિ: અનિવાર્ય ? શા માટે ?

મા: મહારાજ, ત્હમને એ નહિ સમજાય. (અટકે છે) પણ રાખો, કહું. નૃપેન્દ્ર, જુઓ, (વનશ્રી તરફ આંગળી કરી) આ સ્ત્રીરત્નને લીધે એક અપુર્વ કલાનાથની કલા આજે સજીવ છે. એ જતાં એની કલા બસુરી થશે, એની સરસ્વતી જતી રહેશે; માટે એ અનિવાર્ય છે.

વિ: એટલે ? એટલે શું એક નમુના ગાયક ખાતર, એવા એક પંડિત ખાતર......

મા: એક નમુનો ગાયક ? એક એવો પંડિત ? હા, એવા એક કલાનાથની કલા આગળ અસંખ્ય લોકની વિસાત નથી. એવા એક પંડિતના મશ્રે થઇ આવી અનેક પ્રજા ઓવારી નાખીએ તો ઓછું છે. મહારાજ વિશ્વમાં, માનવ જાતિનું એક કર્તવ્ય એટલું જ છે કે સર્વોત્તમ માણસો સરજવાં. એક નરોત્તમના જન્મ ખાતર કોટગાનધિ જીવોનો સંહાર થતો હોય તો તે સપ્રમાણ છે. મહારાજ, એક

રેણુકા ખાતર પૃથ્વી અનેકવાર નક્ષત્રી થઇ, એક સીતા-જીને લીધે પરાક્રમી રાવણવંશનો વિનાશ થયો. એક દ્રૌપદીને કાજે ભયાનક કુરુક્ષેત્ર મંડાયું. એક કલાવતીને લીધે પૃથ્વી ગમે તેટલાં કષ્ટ વેઠે તો થોડાં છે.(અટકે છે.)

મહારાજ, બાકી જ્યાં લગી સામાન્ય જીવોની વાત હતી ત્યાં સુધી પ્રજાના ધર્મખાતે, અમે અમારે હાથે મુંગે મ્હોડે અનેક સ્ત્રીઓની કાલ હત્યા કરાવી છે.

વિ : અને રાજકુંવરી તે......

મા : મહારાજ, તુલાની એક બાજુએ એક સામાન્ય જીવ અને બીજી બાજુએ સમગ્ર પ્રજાનું હિત એમાં પ્રજાનું હિત વધારે હોય છે.

વિ : એટલે તમારે મન રાજકુમારી સામાન્ય વર્ગની હતી એમ ?

મા : હા, મહારાજ, જન્મથી નહિ પણ સંસ્કારથી દ્વિજ થવાય છે તેમ જન્મથી અધિકારીની કોટિમાં ચઢાતું નથી.

વિ : (દાંત કચકચાવી) ચારુદત્ત, દેવનગરના નૃપાલને આવું કહેવાની ધૃષ્ટતા હજી કોઇએ કરી નથી.

મા : ખરી વાત છે, મહારાજ. પણ એ તમારું સામર્થ્ય

નહિ; અહિંના સૌ કોઇનું દૌર્બલ્ય દાખવે છે. મહારાજ, અહિં એવું અધિકારી જન કોઇ છે જ નહિ. નરેન્દ્ર, તેથી જ તો કહું છું કે ત્હમારા પોતાના હિત માટે ગમે તે ભોગે આ અપ્રતિમ નરપુંગવની રક્ષા કરો. મહારાજ, ધનસંપત્તિ પેઠે સંસ્કૃતિ રાજ્યની સમૃધ્ધિ છે. એના ઉત્કર્ષે રાજ્યનું ગૌરવ છે. રાજ્યોની તુલના પ્રજાની વસ્તી કે જમીનનાં ક્ષેત્રફળથી નથી થતી; નરોત્તમોની સંખ્યાએ થાય છે. મહારાજ, વિદ્યા ને કલા સંસ્કૃતિના સુરો છે એ સંસ્કૃતિને આવા નરપુંગવો સજીવ રાખે છે. આવા દશ-પાંચ કલાનાથો જતાં એ કલા ગુમાઇ જશે; એ સંસ્કૃતિ ભૂંસાઇ જશે; પછી માત્ર તીડનાં ટોળાં જેવા લોકોનાં ટોળાં બાકી રહેશે. મહારાજ, આમ તો શરીર અપૂર્વ ક્રિયાઓ કરે છે પણ ટીપાં જેટલો પ્રાણવાયુ જતાં ત્રણ મણની કાયા ઢળી પડે છે તેમ નરનાયકો વિના પ્રજા અચેતન થઇ જાય છે.

પળનાર કોઈ બોલતું નથી. વિશ્વવર્મા માલાદેવની ખંડિત મૂર્તિ તરફ જોયા કરે છે. માલાદેવી કમાડ પાસે જાય છે ને કમાડને હાથ અરકાડે છે.

વિ : ( મ્હોટે સાદે ) શું કરો છો ?

મા : મહારાજ, પ્રજાને અંદર તેડી સત્ય પ્રકટ કરૂં છું.

વિ : પણ......

મા : મહારાજ, મેં કહેવાનું કહી દીધું. મ્હારો નિશ્ચય અચલ હોય છે.

વિ : ( ત્રાડ પાડી ) એમ કે ?

વિશ્વવર્મા આગળ જાય છે ને માલાદેવીનો હાથ પકડે છે.

મા : ( તિરસ્કાર સાથે ) ઉભા રહો, નૃપાલ; પૌરુષને એમ ઢોળી ના દ્યો

વિશ્વવર્મા એનો હાથ છોડી આઘો ઉભો રહે છે.

( ત્રિલોકને ) ત્રિલોક, પેલી બારીએથી ત્હમે લોક જતાં રહો. ચોકમાં ઘોડીઓ બાંધી છે.

ત્રિ : મ્યારક્ષતા, ત્હમને......

મા : ત્રિલોક, મ્હારી ચિન્તા ના કર. ત્હમે જતાં રહો ઝટ કર.